# THE ARYA PRAJA

or

A Play showing the miserable condition of the Rising Generation of this well-known Aryavartta.,

by

BHUGWANLAL BAPALAL Syedh

Author of Mudyapán Dukh Darshak Chandramukhee Nátak Mitra Viyog &c.

BARODA

"We think our fathers fools so wise we grow;
Our wiser sons will no doubt think us so."





Printed at the Ahmedabad "Times Press" and published by Mr. LALLOOBHAI AMULAKHDASS, Book seller, Ahmedabad.

Samwat 1938. A. D. 1882.

Price Rs 1—4—0

# आर्य प्रजा.

અથવા

# નવી પ્રજા દુર્દશા દર્શક વર્ણસંકર નાટક.

પંચાંકિ.

રચનાર,


## સૈયદ ભગવાનલાલ બાપાલાલ.

મદ્યપાન દુઃખદર્શક ચંદ્રમુખી નાટક, મિત્ર
વિયોગ, વિગેરે રચી પ્રસિદ્ધ કરનાર,

વડોદરા.


ગીતિ.

આર્ય પ્રજાવિન ઉંઘે, ઉદય કરે મતિ રૂપ રૂડી આપો!
વાંચ્છું હું વીધાતા, કોટી કરો કૃપાનિધી કાપો!! ૧


છપાવી પ્રસિદ્ધ કરનાર

લલ્લુભાઇ અમૂલખદાસ.





## અમદાવાદ

માણેકચોક આગળ કાગદીઓળની સામે શા૦
હિરાભાઈ પુંજાશાહના મકાનમાં "અમદાવાદ
ટાઇમ્સ પ્રેસ"માં
કાળિદાસ સાંકળચંદ છાપ્યું.

સંવત ૧૯૩૮ સને ૧૮૮૨

કિંમત રૂ૧—૪—૦

# ગ્રન્થાર્પણ.

ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ ધર્મ ધુરંધર અખંડ પ્રૌઢ પ્રતાપ ચંદ્રવશી મહા ચૂડાસમા ટિલાત શ્રી ૭ ઠાકોર શ્રી રાયસિંહજી નાગજી રાજ બહાદૂર

સંસ્થાન ગાંફ દરબાર.

## કવિત મનહરછંદ.

ત્રાગમા તિલકવાન[×], ચંદ્ર જેવાં કૂળવાન[૧],
ઇંદ્ર જેવા યશવાન, આપતો અનૂપ છો;
કર્ણ જેવા ધર્મવાન, પાર્થ[૨] જેવા શૂરવાન,
ભોજસૂ પ્રતાપવાન, સાગર સ્વરૂપ છો;
દ્વિજ અને ગઉપાળ[૩], પ્રજા તણા પ્રતિપાળ,
દાતારને દિન પાળ, નિશામણી[૪] રૂપ છો;
ટેકિલા અતિ કૃપાળ, ભાગ્યશાળી છો ભુપાળ[૫],
રાયસિંહ મહિપાળ, ભલા ભાલ[૬] ભૂપ છો! ૧
વ્યસનનું નહીં નામ, લંચ્છનનું નહિ કામ,
દુર્ગુણનું નહી કામ, સદ્ગૂણનું રૂપ છો;
વિદ્વાનને દઈ દામ, બોલાવો છો નિજ ધામ,
ચર્ચા ચાલે જ્યાં તમામ, કવિતાનો કૂપ છો;
શાળા સ્થાપી ઠાર ઠાર, કેળવણીનો પ્રસાર,
થાય એમ વાર વાર, આપ ખંતિ ખૂબ છો;
સૂધારાના નિરધાર, ધારીને કરો અપાર,
તાલુકાનો શણગાર, ભલા ભાલ ભૂપ છો! ૨

---

× ટિલાત: ચૂડાસમાઓમાં મુખ્ય તિલક ધારણ કરનાર. ૧ ચંદ્રવશી. ૨ પાન્ડવ. ૩ ગોપાળ. ૪ ચંદ્ર જેવા પ્રકાશમાન. ભૂપ ૫; રાજા ૬ ભાલ નામના દેશમાં.

ગણતાં ગણાય નહી, ગુણી ગૃહની[૭] સભા સહી;
જાણો આપ રાયસિંહ, સાક્ષ સૂર્ય રૂપ છો,
હેત ભર્યાં વેણ કાઢી, વગાડી કે ન વંકાડી,
અરી[૮] સૂખાંને રિઝાડી, મત્સરથી દૂર છો;
રજનીને[૯] દીન તારૂં, રટે લોક[૧૦] નામ પ્યારૂં,
હોયપ્રજન પિતા ચારૂ, જોતાં આપેહૂબ છો;
નિરખી ન એક ખામી, દીઠી નહી બદનામી;
જેથી ભાખું હર્ષ પામી, "ભલા ભાલ ભૂપ છો!" ૩

સોરઠા.

સિંહ જુએ નહિ દોષ, હોશ ઉરે દર્શન થતાં;
તુજ દર્શનની હોંસ, સૌને તણા પણ રાયસિંહ! ૧
દેવા વિદ્યાદાન, તાન તને નિત્ત રહે;
વિદ્યાર્થીને ખાન[૧૧], પાન દિયે તું રાયસિંહ! ૨
દીન તણા દાતાર, પાર મળે નહી પુન્યનો;
સદાવૃત્ત ધરનાર, જ્યાં વિચર્યા તુ રાયસિંહ! ૩
કરી નજર ચોપાસ, વાસ મુને તારી ગમી;
પામી અતિ ઉલ્લાસ, શરણે આવું રાયસિંહ! ૪
વિલોકિ જ્યાં વિદ્વાન, માન સહિત પુસ્તક ધરી;
પ્રણામ કરિ ભગવાન, અર્પું હર્ષી રાયસિંહ! ૫

આજ્ઞાધિન આભારી સેવક.

**ભ ગ વા ન લા લ.**

---

૭ સૂર્ય આશપાશ જેવું ગૃહમંડળ છે એવુ આપનું રાજ્ય મંડળ (સભા) છે. ૮ શત્રુ. ૯ રાત્રિ. ૧૦ જપે. ૧૧ પોતાની તરફથી સ્કોલર શિપો કાઢીને પણ ભણાવવાની હોંસ.

# પ્રસ્તાવના.

ભરતખંડ પોતાનાં વિદ્યા, હૂનર કળા અને શક્તિ બળને લિધે એક સમયે ચિત્તાકર્ષક અને વિશ્વપ્રસિદ્ધ હતો; તેની અલૌકિક સૌંદર્યતા, તેની ઈર્ષનિય મહત્તા, તેનાં અપાપકારક સદાચરણ, અને તેનો વાર વાર દિગવિજય જોઈ પલિત વિપત્તીને તેની મોહિની લાગી; પરન્તુ એ આર્યસિંહ તે પિશાચિણીના કટાક્ષ અને છળકપટની જાળમાં તરત ફસાઈ જઈ પોતાની પવિત્ર પ્રતિષ્ઠાને દુષણ લગાડે એવો અધમ નહોતો; મોટાં મોટાં રણસંગ્રામમાં સેંકડો વાર તે કટ્ટા શત્રુનો ભેટો થયા છતાં તેનો સંહાર કરી ઠામ ઠામ તેણે વિર હાક વગાડી સલાહ અને શાન્તિનો દેશમાં વર્ષાદ વર્ષાવ્યો; જેથી તે—વિપત્તી—અસંતોષ પામી કુસંપ રૂપી તેના સર્વ ભક્ષક રાક્ષસ ભર્તારને પોતાની સાથે લાવી આ દેશ તરફ તેણે પુનઃદ્રષ્ટી માંડી; ઘણા આવભાવ, અસિતમ લાલચો અને ભારે કપટથી પણ તે સત્યવાદી નર જ્યારે ડગ્યો નહીં ત્યારે તેનાં નાદાન તનુજો ઉપર તેણે પોતાનું બળ અજમાવવા માડયું; ભરત ખડનરની નસમાં જ્યાં સુધી શૂરા ક્ષત્રીનું લોહી વહ્યું ત્યાં સુધી પોતાનાં નાદાન છોકરાંનું રક્ષણ કરવામાં પાછળ પડયો નહીં; પરન્તુ જ્યારે પોતાનુંજ પેટ પાકયું, (દેશમાં ઠેર ઠેર કુસંપ થયો) ત્યારે તેમનાં નઠારાં કૃત્યનાં નઠારાં ફળ ચાખવા તેમને રખડતા મુકી પોતે પરતંત્ર થયો અને ઉપર પ્રમાણે તે દુષ્ટ વિપત્તીની ફત્તેહ થઈ.

એ પરિશ્રમે પ્રાપ્ત થયેલ પ્રતાપી નર ઉપર જુલમ ગુજારવામાં કોઈ પણ રિતે વિપત્તી પાછળ પડી નહીં; તેના સાગ્રીતો (ધર્માંધ લોભી પરદેશી રાજાઓ) એ પણ ઉપરા ઉપરી ચડી આવી એ રણધીર વિરની જેમ લાજ

સેવાય તેમ તેમાંજ લઈ તેને એશ્વર્ય કર્યો; એમ અસહ્ય કષ્ટ ભોગવ્યા બાદ આખરે તેના સદ્ભાગ્યે પશ્ચિમ તરફથી આવતા જ્ઞાન રૂપી ઝળઝળિત સૂર્ય તેને કાંઈક જાગૃત કરવા માંડેલ જોઈ આપણે જરાક દિલાસો લેવો જોઈએ.

તેને વાગેલ કારી ઘાઓ ઉપર ઔષધોપચારો કરી તેની પૂર્વની કરણીનું ભાન દઈ સાવધ રાખવો એ હવે આર્યપ્રજાનું અને આપણું—ગ્રન્થકારોનું—કામ છે.

પરન્તુ જે પ્રજા ઉપર આપણે અગણિત આશાઓ બાંધિયે છિયે તે પ્રજા, મન માનતી કાર્ય સાધક નિવડી દેશમાં સૂધારાનો ડંકો વગાડે એમ હાલની વિચિત્ર સ્થિતિ જોતાં કહી શકાતું નથી; જેથી હરેક પ્રકારની અનિતિથી દૂર રહેવા સંબંધી, તેમજ ભવિષ્યમાં કરવાનાં કૃત્યો વિશે પુસ્તક દ્વારાએ અત્યારથીજ તેમને વારંવાર ઉપદેશ કરયો હોય તો તે સદુપદેશ કોઈ સમયે પણ કોઈ મોટી માત્રાની ગરજ સારે એમાં સંદેહ નથી.

આ પુસ્તકને જન્મ આપવાનું કારણ હાલની આર્ય પ્રજા છે, જે તેનું મૂખપત્ર વાંચતાં પણ કહિ શકાશે; તોપણ તે સંબંધી મારી તરફનો કેટલોક વિસ્તારેલ ખૂલાસો આ પ્રસંગે અનુચિત નહી ધરાય એમ ધારૂં છું.

કેટલાક કાળ ઉપર આપણી આ આર્યપ્રજાની તન મન શક્તિ સંબંધી, દિન પ્રતિદિન તેમાં આવતી ખાસીતમ બાબતો વિશે; તેમના બાલ્યાવસ્થામાંથી તેમને પડતા સંસ્કારો ઉપર, તથા પુત્રભક્તિ જેવા અત્યુપયોગી વિષય લગતું એકાદેક પુસ્તક વાંચવા માંડુ સંસ્થાનના મૂલ કારભારી (મારા જ્યેષ્ટ બાન્ધવ) રાજ્યમાન રાજ્યશ્રી રતિલાલ બાપાલાલે મારા આગળ પોતાની ઇચ્છા દર્શાવી; સદ્ગૃહસ્થના કુટુંબને વાંચવા લાયક, સરળ, છટાદાર

અને રસિક રોબિનસન ક્રુઝો નામનું ઇંગ્રેજી ભાષામાં પ્રકટ થયેલ એક પૂસ્તક મારી નજરે પડયું; જેનું સટિક ભાષાન્તર સર્વ ગરજ સારશે એમ ધારી તેમાંનાં કેટલાંક પ્રકરણનું મેં ભાષાન્તર કર્યું; પરન્તુ સાંસારિક વ્હેવારિક બાબતમાં આકાશ જમીન જેટલું અન્તર ધારણ કરનાર, એક પરદેશી પુસ્તકનું ભાષાન્તર, મારા આર્ય ભાન્ડુઓના કુટુંબમાં યથાયોગ્ય પ્રસાર પામી મનમાની અસર ભાગ્યેજ કહી શકાશે (અર્થાત એ શ્રમ વ્યર્થ જશે) એમ ધારી એ વિચાર પડતો મૂકી આ કલ્પિત પંચાંકિ નાટક લખવાનું કામ મેં માથે લીધું.

"આર્ય પ્રજા" કાંઇ વિશેષ નામ નહી હોવાથી, તેમજ તે શબ્દનો ઉપયોગ મોટા નગરથી માંડીને તે બે ઘરવાળા ગામડામાંએ મુદલ પણ નહી જણાયાથી, આપણી સાંસારિક ભાષામાં ચાલતો એકાદેક સરળ શબ્દ ખોળી કાઢવા મારી વૃતી થઇ, જે ઉપરથી મને નિચે પ્રમાણે શબ્દ સૂઝતાં તેનેજ નાટકનો નાયક બનાવી તેનાજ નામથી આ નાટક લખવું મેં શરૂ કર્યું.

"વર્ણસંકર" શબ્દ વિશે શોધ કરતાં યાજ્ઞ વલ્કય સ્મૃતિમાંથી કાંઇક આધાર મળી શકે છે; વર્ણ=વર્ગ અથવા જાત; સંકર=મિશ્રણ અથવા સેળભેળ: એટલે પૂર્વે ક્ષત્રીની કન્યા સુદ્રમાં, સુદ્રની વૈશ્યમાં અને વૈશ્યની બ્રાહ્મણમાં વરતાં તેમાંથી જે પ્રજા થતી હતી તેને તે કાળના મહર્ષિઓ "વર્ણસંકર પ્રજા"ની સંજ્ઞા આપતા હતા એમ તે પુસ્તક વાંચતાં જણાય છે; જે ભાવ અને જે આધારે હાલ અંગ્રેજી હાફ-કાસ્ટ (Half-Caste or Hybrid) શબ્દ વાપરિયે છિયે તેજ ભાવ અને તેજ આધારે પૂર્વે તે શબ્દ વપરાતો હતો એમ માનિયે તોપણ કાંઇ ખોટું નથી.

હવે આ પૂસ્તકમાં જે વર્ણસંકર શબ્દ વાપરવામાં

આવ્યો છે તે તેવા પ્રકારે ઉત્પન્ન થયેલો પુરૂષ હતો માટેજ વાપર્યો છે એમ મારૂં કહેવું અગર માનવું નથી; મૂર્ખ અને અનાથક છોકરાંને સૂધારવા માટે જેમ તેમને વર્ણસંકરની ઉપમા આપવામાં આવે છે તેમ આ સ્થળે પણ કરવામાં આવ્યું છે.

નાટકના નાયક વર્ણસંકરનાં કૃત્ય જોતાં આ પુસ્તક માત્ર હાસ્યરસમાંજ થવું જોઇએ, તથા જે પ્રમાણે વર્તવા પ્રથમ મારો પણ નિર્ણય હતો, તથા જે નિર્ણય પાર પાડવા નાટકના આદિથી તે અન્ત સૂધી પણકરી હરેક પ્રસંગે વિદૂષકને સામિલ રાખેલ છે; પરન્તુ એકની એક વસ્તુ વારંવાર નજરે પડતાં સ્વાભાવિક રિતે તેના ઉપર અભાવ થઇ જવાથી મનકામના સિદ્ધ થઇ શકતી નથી એમ આશંકા ઉપજતી, અંદર હાસ્ય રસનું પ્રાધાન્ય રાખી સેજસાજ કરૂણા, વિર, શ્રૃંગાર, અને ભયાદિક રસો સાથે કાંઇક અદ્ભુત રસનો પણ આભાસ પાડવામાં આવ્યો છે, જેથી ઉપર દર્શાવ્યા પ્રમાણે ભિન્ન ભિન્ન રસ મળતાં આ પુસ્તક [illegible] દિપી ઉઠશે એમ આશા રાખું છું.

ટુંકામાં આ ગ્રન્થ આપણી આર્ય પ્રજાને કલ્યાણકારક, વિદ્વાનોને વિનોદ દાયક, રસિકોને રંજક, સ્વદેશિઓને શિક્ષા રૂપ, અને વિદેશિઓને નકલ કરવા લાયક થઇ પડી, દેશમાં ચાલતા વિવિધ પ્રકારના કુસંપ, મદોન્મત ધર્મમતો, વિનાશકારી વેહેમો, રાક્ષસિ રૂઢિઓ, અને એવા ત્રાસદાયક સેંકડો કૂધારા ટાળવામાં સેજ પણ સાધનભૂત થઇ પડશે તો, આ કલ્પિત ગ્રન્થ રચતાં મેં પડેલ પરિશ્રમ પણે દરજે સફળ થયો એમ સમજીશ.

| | |
|---|---|
| વડોદરા. ચૈત્ર કૃષ્ણપક્ષ સમ્વત ૧૯૩૮. | સેવક ભગવાનલાલ બાપાલાલ. |

# आर्यप्रजा.

અથવા

# વર્ણસંકર.

## અંક ૧ લો.

સ્થળ ઇંદ્રપુરી.

પાત્ર.

સુત્રધાર..........................(સ્થાપક) નાટકકાર.
વિદૂષક..................................વૈહાસિક.
નટી....................................સુત્રધારની સ્ત્રી.
અફલાતુન...............ઇંદ્રપુરીનો નગરશેઠ (પુરપતિ).
રત્નપ્રભા.................................તેની સ્ત્રી.
મધુમાલિતી................................તેની પુત્રી.
વર્ણસંકર તથા રૂપશંકર.............નગરશેઠના પુત્ર.
સત્યવતી તથા કુબજા...વર્ણસંકર તથા રૂપશંકરની સ્ત્રિયો.
કામકળા, મદમોહિની તથા સુલોચના.........મધુમાલિતીની સખિયો.
વિશ્વશર્મા સાસ્ત્રી...............વર્ણસંકર તથા રૂપશંકરને ભણાવવા રાખેલ શાસ્ત્રી (વિદ્યાગુરૂ).
કુમ્ભકરણ, લંબકર્ણ, ષંઢ, મુંઢ અને શંખ. ............વર્ણસંકરના મિત્રો.
લપ્પનચંદ તથા છાપનચંદ..............પુરવાસિ જનો.
બબુચક..............................રૂપશંકરનો સાળો.
કેશી............વર્ણસંકરને ઉછેરવા રાખેલ સ્ત્રી (દાસી).

શિવાય ચાકર નફરો વિગેરે વિગેરે.

# વર્ણસંકર.



## અંક ૧ લો.



### પ્રવેશ ૧ લો.

સ્થળ ઇંદ્રપૂરીની રંગભૂમી.

સૂત્રધાર, વિદૂષક, નટી તથા શ્રોતાજનો વિગેરે.



શાર્દૂલ વિક્રીડિત વૃત.

( મંગળાષ્ટક ).

શ્રુદેવા ભવપાળ કાળ હરના, વિશ્વેશ્વરા વીઠલા,
વિધાતા વિભુ હો વિશેશ વિનયી, વાણી વૃતી વિમળા;
નાનું નાટક પંચ અંકિ ભજવા, હું આવિ પારે અડયો,
સાષ્ટાંગે નમિ નીશ દીન વિનવુ, હે નાથ વ્હારે ચડો. ૧
રે છું હું બુધ વીન હીન મતિનો, ગ્રન્થો શુ ગુંથી શકું,
ગાંડૂ ઘેલુ કરૂં ઢંગ ઢગમાં, છોગે ઉમાડે છકું;
પામ્યા પાર ન દેવ શેવ કરતાં[1]. હુંતો રહ્યો રાંકડો,
સાષ્ટાંગે નમિ નીશ દીન વિનવું, હે નાથ વ્હારે ચડો. ૨
ઇચ્છા જો તુજ થાય સ્હાય સઘળી, પામું પ્રભૂ પલકમાં,

---

૧ સેંકડો મહર્ષિઓ લક્ષો વર્ષ તપ કરી થાકયા તોપણ તારી-ઈશ્વરની-ગહન ગતિનું માપ કાઢી શકયા નહી.

કોપે તું કરતાર કાર[1] કરતાં, ખોટું થશે ખલકમાં[2];
દેવા તું દરિયાફ સાફ કરિને, ઇન્સાફ દેજે વડો,
સાષ્ટાંગે નમિ નીશ દીન વિનવું, હે નાથ વ્હારે ચડો. ૩
ડૂબે છે મમ દેશ કલેશ કળીએ, ડૂબે વસૂ દુઃખથી,
ડૂબાડે રૂદિ ચાલ, ટાળ કરતા, કુસંપના મૂખથી;
ડૂબે ન્યાતિ અભેદ્ય ખેડિ પડતાં, કેહો તણો છે સડો,
સાષ્ટાંગે નમિ નીશ દીન વિનવું, હે નાથ વ્હારે ચડો. ૪
જે લોકો દિન નીશ કામળ અને, છાલો લગાવી ફર્યા,
જે લોકો અતિ અંગ રંગિ પ્રિતિથી, નાગા થઇ નીસર્યા;
જે લોકો તિર કામઠાં ગ્રૃહિ ઘણા, નાઠા દિઠે રાફડો,
સાષ્ટાંગે નમિ નીશ દીન વિનવું, હે નાથ વ્હારે ચડો. ૫
તે લોકો સુધરી અરી દુર કરી, સંહારિ સૌ મ્હાલતા;
તે લોકો બુધ સાધને જીતિ જુઓ, શાંતિશ સંભાળતા,
તે લોકો સહુ દેશનો કસ ચુસી, બોલે બહૂ બાપડો;
સાષ્ટાંગે નમિ નીશ દીન વિનવું, હે નાથ વ્હારે ચડો; ૬
થાક્યા નાટક ચેટકો લખિ લખી, બાકી રહ્યું તે નથી,
થાક્યા રે વિષયો પ્રસિદ્ધ કરતાં, સંખ્યા ન જાયે કથી;
થાક્યા ભાષણ ભાખતાં ભુધર તું, થાને હવે તો ખડો,
સાષ્ટાંગે નમિ નીશ દીન વિનવું, હે નાથ વ્હારે ચડો. ૭
જેવો આગળ દેશ આ પ્રસિદ્ધિને, વિશ્વેશ્વરા પામિયો;
તેવો એક સમે ફરીથિ કરને, નિશ્ચે બહૂ નામિયો,
ભાખ્યું ભગવાન ધ્યાન સુણિને, ત્રીશૂળ લેઈ તડો;
સાષ્ટાંગે નમિ નીશ દીન વિનવું, હે નાથ વ્હારે ચડો. ૮

સૂત્રધાર.—(નાન્દિ થઇ રહ્યા પછી જરા આગળ આવી-
ને) પ્રિય આર્ય બાન્ધવો! અરે ઇંદ્રપૂરીના ઇંદ્ર
તુલ્ય યશસ્વિઓ!! અને પ્રેમનગરના પ્રેમિ પુ-
રૂષો!!! આવા ઉલ્લાસકારક માંગલ્યમય સમયે

---

[1] ખરૂં. [2] જગતમાં.

આપ સકળ સમાજને ઉન્નતિ પ્રજા જેવા પ્રૌઢ અને ગંભીર વિષય ઉપર થતું નાટક જોવા આ ટલે બધે દરજ્જે ઉત્સુક જોઈ મને પરમાનંદ થાય છે! વિરાઓ! આવીજ રીતે વિનયી અને વિચિક્ષણ થવાથી, આવીજ રીતે સંપના અત્યુપયોગી વિષય ઉપર લક્ષ દોરાવાથી, અને આવીજ રિતે આ પ્રિતી પાત્ર રાજ્યની ભક્તિ કર્યાથી હું આશા રાખું છું કે આપણા દેશનો પુનઃ ઉદય હવે સત્વર કરી શકીશું.

લોકાયંત્રની સળી માફક હાલ આપણું ચિત તટસ્થ બની એક વિનાશકારી રિપુ ઉપર પડે છે, જે વિનાશકારી રિપુએ આપણો ઘણોજ સંહાર કર્યો છે, કરે છે, અને કરશે; તે અધમ રિપુ (ગજા ઉપરાંત ઘર વેચી મોટી મોટી જ્ઞાતિયો જમાડી વિગેરે તદ્દન નકામાં કારણે કરવાની રૂઢી)નું હવે આપણાં અવરજ ઉપર આકર્ષણ ન થાય, નિર્દોષ બાળકોનાં કોમળ મન ઉપર મુંઢ રૂઢીનું પ્રતિબિંબ ન પડે, તથા એકયતાના અપાર ઉપયોગી વિષય ઉપર આપણા સર્વ બાન્ધવોનાં મન સંકિલીત થાય, અને વર્તમાનકાળની સર્વ હકિકત લક્ષમાં રહે એવા હેતુથી, તેમજ સર્વસ્વ કર્તા હર્તા એક પરિબ્રહ્મ છે એમ સમજી નાન્દિને અન્તે અલંકારિક ભાવમાં કહેવામાં આવ્યું કે "ત્રિશૂળ લેઇ તરો", જે પ્રમાણે થઇ આપણી આ પતિત પૃથ્વિ માતા, પૂર્વે વિર પુરૂષોને જન્મ આપેલ આ વિર પ્રસવા, અરે આ સર્વ ગુણ સંપન્ન વસુંધરા પુનઃ મહત્તા મેળવે એવી શ્રી પરિબ્રહ્મ પરમાત્માને મારી પ્રાર્થના છે!

વિદૂષક—(વિચિત્ર વેશે એક ખુણા તરફથી પ્રવેશ કરીને) પતરાળાં પાથર્યાં છે તો બંદા પણ હેયારજ છે! (પિરસતો હોય એમ ચાળા કરીને) દૂધપાક તમારે! દૂધપાક સાહેબોને!! દૂધપાક!!!

સૂત્રધાર—નાટકારંભમાંથીજ હાસ્યરસ ઉપજાવનાર તથા જમવાની બેશુતમ લાલચ રાખનાર એ કોણ છે? કોણ છે એ?

વિદૂષક—કોણે કોણે માગ્યો એ? ઉભા રહો ઉભા, આને પિરસીને આવિયે છીએ? એવડી ઉતાવળ શી પડી છે? જમણવાર કે જમણધાડ?

(પડદા પાછળ પેશી જાય છે).

સૂત્રધાર—(અનાયાસ જોઇને) અરે મિષ્ટાનતુર વિચિત્ર પ્રાણી! સમિપ આવ સમિપ! આ કાંઇ જમવા બેઠેલ પંક્તિ નથી તેમજ તમારા લોકોને જમવા યોગ્ય આ કાંઇ ગંદી જગ્યા નથી; દેશોદ્ધાર કરનાર હોંસિલા સજ્જનોને બિરાજવાનું આ એક સ્થાન છે, જેમાં હવે ઉગતિ પ્રજા સંબંધી આજ નાટક થવાનું છે, માટે બ્હાર આવ બ્હાર? આવા વિચિત્ર વિચારવાળો તું કોણ છે?

વિદૂષક—લાંબા લાંબા રાગડામાં પ્રમથ તુંજ બોલ્યો કે સર્વ નાત્યોમાં તડો પડી ગયાં છે; તથા સર્વ પોતપોતાનાં તડ ઘર વેચીને પણ જમાડે છે અને હવે ફરી જાય છે કે?

સૂત્રધાર—(શ્રોતા સામું જોઇને) આવાજ નફ્ફટ બંદા લાડુ બહાદુરો ભલા ભરતભાઇઓને છેતરી ભિખ મંગાવિ છે! (વિદૂષકને) વારૂં, પણ તું કોણ છે અને શો ધંધો કરેછે?

વિદૂષક--પણ જ્યાં જ્યાં બંદા પ્રવેશ કરે છે ત્યાં ત્યાં

સૂત્રધાર.--તેમાં તમારૂં શું વળગ્યું? તમે પરણેલા છો કે કુંવારા?

વિદુષક.--હાંભળ ત્યારે, અમે પરણેલા નથી તેમ કુંવારા પણ નથી, રાંડેલા નથી તેમ છાંડેલા પણ નથી!

સૂત્રધાર.—ત્યારે તમે કેવા?

વિદુષક.—કોણ અમે? ત્યારે વાત હાંભળ વાત! પ્રથમતો અમે પરણેલા, બાદ બંદાનો અને બાયડીનો મિજાસ મળતો ન આવ્યો; વારૂ પ્રતે પેલું કો સફરસ મળતાં જેમ ભડકા થાય છે તેમ અમારે થતું! જેથી અમે વધુદાન કરી આવ્યા!

સુત્રધાર.--વધુ-દાન તે શું?

વિદુષક.—જેવાં શાસ્ત્રમાં કન્યાદાન, ગૌદાન, વત્સદાન, હસ્તિદાન, સૂવર્ણદાન વિગરે દાન કહ્યાં છે, તેવુંજ અમારા સમજવામાં વધુ દાન આવ્યું! વધુદાન કર્યાથી લાખો વર્ષ સ્વર્ગમાં વસાયછે એમ ત્યાંના બ્રાહ્મણ કહેતા હતા!

સુત્રધાર.--ત્યારે સ્વર્ગની ખોટી લાલચે તમે તમારી પોતાની સ્ત્રીને કોઈને શું દાનમાં આપી આવ્યા!

વિદુષક.—ધિમે બોલ ધિમે! હાંભળ; સંવત ઓગણિશો પોણી ઓગણી પચીસની સાલમાં બંદા જ્યારે કાશી ગયા ત્યારે ત્યાંના નિર્ધિયા બારમણિયા દક્ષણા લેવા બંદાને બાત્રી પડયા! પણ બંદા પાસે શું હોય તે આપે? પછી--

સત્રધાર—(વચમાં બોલી ઉઠે છે) પછી પછી?

વિદુષક--પછી પછી તે શું? બંદાએ રાજીખુશી અને અક્કલ હોંશિયારીથી બાણું બે હજાર વધુ-દાન કર્યું; બાયડી કહે કે રોજ રડશે બેઠો બાગતો

રહ્યો, અને ખંધાએ વિચાર કર્યો કે રાંડ વાંઝી ભાગતી રહી!

સૂત્રધાર--ત્યારે તમારા ભાઈઓને કાંઈ છોકરાં છે?

વિદુષક—હા છોકરા છે!

સૂત્રધાર--કોણ તમારા ભાઈઓ છોકરા જેવાછે કે તેમને ઘેર છોકરા છે?

વિદુષક--બધાને બાયડી સાથે અણબનાવ છે?

શુત્રધાર--આવીજ રિતે ઉગતી પ્રજાને ઊંધું સમજાવનાર લાલભદ્દ, ત્યારે એમજ કહોને કે લોકોને ધુતી ખાવાનો ધંધો લેઈ બેઠા છો! અને પોતાના ઘરમાંજ છોકરાની ખોટને લીધે જુઠાં જુઠાં બહાંના કાહાઢોછો? પણ તમે અહીંથી કયાં જશો?

વિદુષક--કોણ અમે કે? અમે આ ઇંદ્રપૂરીના નગરશેઠ અફલાતુનને કાંઈ સંતાન ન હોવાથી તેને ઘેર કાંઇ દોરા ચિઠી કરવા જતા હતા; દરમ્યાન (વાદ્ય તરફ આંગળી કરીને) ઢાકલાં વાગતાં હોય એવું બંદાના સાંભળવામાં આવ્યું જેથી એમ ધાર્યું કે ઊટડીઆમહાદેવ આગળ ઢગલે ઢગલા બાયડીઓ જેમ ભૂત લાવી ધુણે છે તેમ અહીં પણ ધુણતી હશે, જેથી અમારા જેવા રંગભદ્દને રોજ લાડુવાનાં સિધાં પાકશે, અને મનમાની દક્ષણા મળશે, પણ તેમાંનું અહીં કેમ કશું પણ દેખવામાં આવતું નથી?

શુત્રધાર—એવા નઠારા વ્હેમ ઘાલી દેશ પાયમાલ કરનાર પતિત પુરૂષને વાક્ય-પ્રહાર (ડફણાં) રૂપી દક્ષિણા આપવાનું આ સ્થળ છે, જેથી તારા જેવા લાડુભદ્દનું અહીં કાંઈજ વળે તેમ નથી; તેમ છતાં લાડુજ ખાવાનું મન થયું હોય તો

એવા નફટ, ખંદા, ગંદા, તથા અવળચંડા આદ-
મીનો નાશ થાય છે તથા ફાંસિયા ફંદામાં પડે છે!

સૂત્રધાર—અરે વિચિત્ર પ્રાણી પ્રથમ તારૂં નામ શું તેતો
તું કહે!

વિદુષક.—(ધિમે ધિમે બહાર આવીને) કોનું બંદાનું ના
મ બદાનું કે? સાંભળ ત્યારે જેટલા તારા માં
થા ઉપર વાળ છે એટલાંજ બંદાનાં નામ છે?
પણ પ્રથમ મારી ફોઇએ જે નામ પાડેલ છે
તેજ કહેતો કહી નાંખુ!

સુત્રધાર.—હા કરારે કહે!

વિદુષક.—હાંભળ, હાંભળ; બંદાનું નામ લાલભદ્દ, બાપ
નું નામ લાડુભદ્દ, અડક લક્ષવેદી!

સુત્રધાર.—લક્ષવેદી તે શું!

વિદુષક.—સૃષ્ટીકર બ્રમ્હા માત્ર ચારજ વેદ કરીને થાકુયા
પણ બંદાતો બાર મહીનામાં લક્ષ વેદ ભણી
જાય છે!

સુત્રધાર.—તે કેવી રીત!

વિદુષક.—હાંભળ; નાત મેળો તે અમારી કોરટ; ભીખ
ભેરવવાની ઝોળી તે અમારૂં દફતર; પાટલો તે
અમારી ગાદી, પોથી તે અમારૂં ટેબલ, પાણી
પિવાનું પાત્ર તે અમારો ખડિયો, ઢોર ચોર મા
રવાની લાકડી તે અમારી બેખણ, પત્રાળાં તે
અમારા તુમાર, પડિયો તે અમારૂં રજીયું કે
જે પત્રાળી રૂપી તુમાર ઉપર વારે વારે નાંખિ
યે છિયે, અને પેલી ટાપલીમાં જે ગોળ ગોળ
(લાડુ) તે અમારે ભણવાનું શાસ્ત્ર અગર કોરટ
માં ચાલવાનો કેસ! હવે હમજ્યો!

સુત્રધાર.—(સ્મિત્ હાસ્ય પામીને) ત્યારે આપ શું ધંધો ક

શો છો તે જણાવશો?

વિદુષક.--કોણ અમે? અમે તો ધંધો નામ આવ્યું કે તે કરી ચુકયા છિયે; સર્વ કળા, સર્વ હુન્નર, અને સર્વ શાસ્ત્રમાં સંપૂર્ણ છિયે!

સુત્રધાર.--પણ હાલ શું કરોછો હાલ?

વિદૂષક--કેટલાક સૂધારાવાળા જેમ કહેણી પ્રમાણે કરણી રાખતા નથી તેમ અમે પણ હાલ એવો ધંધો લઇ બેઠા છિયે! જેથી અમારા ધંધા સકર્મિને અકર્મિ અને અકર્મિને સકર્મિ કરવાનો, શોખીને શોકી અને શોકીને શોખી કરવાનો, વાંઝિયાંને ઘેર પારણાં બંધાવવાનો અને પારણાંવાળાંને વાંઝિયાં કરવાનો, વિગેરે મંત્ર જંત્ર તંત્ર, મૂઠ, ચોટ, કામણ ટૂમણ દોરા ચિઠી બધું ઘણુંજ હોંશિયારીથી કરિયે છિયે!

સૂત્રધાર.—ત્યારે શોકીને શોખી કરનાર અને વાંઝિયાંને ઘેર પારણાં બંધાવનાર લાલભટ્ટ કહેતો ખરા કે તમારેજ કેટલાં છોકરાં છે?

વિદુષક.--કોને બંદાને? બંદાની પોળમાં બધાએ છોકરા છે! (મતલબ કે બધાએ વાંઝિયા છે).

સૂત્રધાર.--તમારી પોળની વાત હું પૂછતો નથી; હુંતો માત્ર પૂછુંછું કે તમારે ઘેર કેટલાં છોકરાં છે?

વિદુષક.--ત્યારે તો એકડા વનાનાં બધાંય મિંડાં!

સૂત્રધાર.--કેમ બધીએ છોકરિયો છે?

વિદુષક.—ના ના.

સૂત્રધાર.--ત્યારે શું કુંવારા છો?

વિદુષક.--નારે ના બધાએ પરણેલા છે!

સૂત્રધાર.--કોણ તમે કે તમારા ભાઇ?

વિદુષક.--અમારા ભાઇ!

કોઈની જાનમાં જા જાનમાં; અગર કોઈની જ્યાફતમાં!

વિદુષક—મારો જાન જાય અગર મારી સર્વસ્વ મિલકત જ્હાંનમમાં જાય તોપણ બંદા મોટા ત્રિમંગળજી ની પણ જાનમાં જવાના નહિ એ તું નક્કી જાણજે; કારણ જાન એ પશ્ચાત્તાવાનું સ્થાન છે તેમજ જ્યાફત એ આફતની બ્હેન છે!

શુત્રધાર—ત્યારે ઘેર બેઠે ગંગા આવે તેમ ઘર આળીને તને સિધાં આપનાર હવે પારપતી જવાના; કારણ આર્યદેશાની ઉગતિ પ્રજા હવે સારૂં નરસુ કાંઈક સમજવા લાગી છે; જેથી જેમના આધારે હવે થોડા વર્ષમાં મોટા ફેરફાર થવાની વકી રાખવામાં આવે છે.

વિદુષક--પણ તેમ થવાને હજુ ઘણી વાર છે! કારણ ઘણાક પારકાં છોકરાઓનેજ જતી કરનારા છે; ઘણા ધર્મ, ઘણી રૂઢિયો, ઘણા કૂધારા, ઘણા જ્ઞાતિભેદ, અને અગણિત વ્હેમ હાલ પણ તેમનામાં પ્રસાર પામતાં જાય છે; બધા કાંઈ તારા જેવા સૂધરેલા નથી; જેથી રોજ સારી પેઠે મિષ્ટાન ઉડાવી સાંજ પડે રૂપિયા બે ત્રણના પૈશા લઈ ઘેર આવી સૂખ ચેનમાં દિવશ કાઢીએ છીએ અને પાસ થયેલી તારી ઉગતી પ્રજા બૂટ મોજાં પહેરી બગાસાં મારે છે તેનું કેમ?

નટી--(પ્રવેશ કરીને સૂત્રધારને) પ્રાણનાથ! સ્વામીનાથ!! પ્રાણવલ્લભ!!! શિ આજ્ઞા છે!

વિદુષક—(ચમક્યા જેવા ચાળા કરીને) અરે આ વળી મ્હાણનાથ, સ્વાનનાથ અને પાનવાળો કરતી કોણ આવી! અહીં તો કાંઈ કૌતક દેખું! (શ્રોતા

સામું જોઈને) એતો બંહ્માની બેડી છો અને બં-હ્માનેજ કહે છે (ખુશી થતો થતો આગળ ચાલે છે અને થોડું છેટે ગયા બાદ પાછો ફરીને) આજ્ઞામાં એકે સારૂં રાંધતાં આવડતું હોય તો આજ ખાસા તલ ટોપરૂં નાંખેલા શેર શેર ઘીના લાડુ કર, કારણ હવે સંક્રાંતિને થોડા દિવસ બાકી રહ્યા છે; દરમ્યાન લાડુ નહિ મળે અને બિજું કાંઇ આડું અવળું થશે તો બંહ્માને સ્વર્ગમાં પણ કોઈ સંગ્રહશે નહી; જ્યાં વળી ધર્મરાજા પ્રતિ નાહક દોજદારી થઈ બેસશે! અને કદાચિત ત્યાં પણ નહિ સમાઇએ તો પાછા તારા અને તારા સામું આવવું પડશે!

સૂત્રધાર--( નટીને ) આવા સેંભાગુ મૂર્ખ લાડુભટ્ટોએ આપણ સર્વને મોટા પણ ખોટા ધર્મની જાળમાં ફસાવી હાલ દેશ બેહાલ કરી નાંખ્યો છે જેથી ઉગતિ પ્રજા પ્રતિ નઠારો દાખલો કરનાર વિશે તેમજ થતી પ્રજા સંબંધી કાંઈ આભાસ પડે એવા બે શબ્દ બોલ?

નટી--જેવી સ્વામિનાથની આજ્ઞા!

વિદુષક--આજ્ઞા તો કયારનિએ કરી બેસતો! બે ત્રણ ઠેકાણે મારે આજ કાપડાં સરાવવાનાં છે; તે હું જરા જઈ આવું દરમ્યાન આગળ કહ્યા પ્રમાણે લાડુ કરતી થા? પણ (પગ પછાડીને) જો બ-રાબર ઘી ન નાંખ્યું તો જોજે પછી બંહ્માનો તડાકો અને ધડાકો!! (પડદા પાછળ સંતાઈ જાયછે).

નટી.—(નાચતાં નાચતાં ગાવા માંડે છે)

ઠૂમરી

બિગરી કોન સૂધારે નાથ બિન, બિગરી કોણ સૂધારેરે;

એ રાગ.

સૂણો સ્વદેશી સજ્જન લાયક, વાયક આ એક મોટુંરે;
દુઃખ દાયક રૂઢિ રિત ખાતેથી, થતું આપણું ખોટુંરે. સૂ૦ ૧
અરે નિરાંત ક્યાં સુધી બેસો, ઠેશો ખાશો ક્યાં સુધીરે;
બેશો ચોળી મુખ અને હરખાઓ,
એતો બળી ગઈ બુદ્ધિરે. સૂ૦ ૨
મુંઢ રૂઢિને એક ઘડી ના,
રૂદે થકી વિસારોરે;
પ્રદેશ જતાં મુહુર્ત પુછો,
અધમ ચાલ તમારોરે. સૂ૦ ૩
આઠમો રાહુ બારમો ચંદ્ર,
વંદ્ર થયાં છેક ઘેલાંરે;
જંત્ર તંત્ર અને મંત્ર શત્રૂ રૂપ,
ખાઓ ભોળાભાઈ ઠેલારે. સૂ૦ ૪
બાપના બારમાં બાર વેચીને,
બાકરને ઘી ઉડાવોરે;
મુફીજ પોકો રૂવો પાછળ,
નાણાં શિદ ગુમાવોરે. સૂ૦ ૫
નજોદ વાળવું એવિ રૂઢિએ,
દુનિયાંતોર ડુબાવિરે;
લાડુભટ્ટોએ લાડુ માટે,
ઉગતિ પ્રજા રોવરાવીરે. સૂ૦ ૬
બાળપણામાં બાળ પર્ણાવી,
ભણાવી નહીં બાઈરે;
હણાવી દેશાનું ઉધું મારવું,

૧ બર્ત ખંડ.

કર્યું ફરિ ફરિ ગાઈરે. સૂ૦ ૭
(વળી) અક્કલ વિનાના હેયા ફુટ્યા,
તેર વર્ષથી તુટ્યારે;
ઉઠ્યા અનાડી લાકડીમાં સો,
રામરે રૂદેથી રૂઠ્યારે. સૂ૦ ૮
દશે વર્ષે દાંત પડે છે,
રે એકેક[3] આંખ્યો ચાલિરે;
કર ચરણ નિત નરમ દિસે છે,
પરમ મરગજ[4] છે ખાલિરે. સૂ૦ ૯
ફક્કડ અક્કડ લક્કડ દિસે છે,
છેલ છક્કડ ખાનારારે;
સર્વ લક્ષણ માંહી વિચિક્ષણ,
તતક્ષણ ઉગ્ર થનારારે. સૂ૦ ૧૦
રે દમ વિનાના ગમ વિનાના,
રમજીન પોટ પિનારારે;
ધોરી ધર્મના છે ચુકનારા,
વ્યસનોમાં વસનારારે. સૂ૦ ૧૧
ચસમાં ચઢાવે ચાહિ ચારેથી[6],
સાતે સ્ટિકો[7] ઝાલીરે;
ઉગતી પ્રજા કે ઊંઘતી પ્રજાઓ,

---

૨ વિત=વિર્ય. ૩ છેક નાનાં છોકરાં હવે ચસમાં પેહેરવા લાગ્યા છે. ૪ ઉપરથી ઘણાજ ભભકાબંધ જાણાય છે પણ તે સઘળુ ટાપટીપને ખોળકું છે અર્થાત તેઓ કેવળ નિર્બળ છે.

૫ ગરમ સ્વભાવના. ૬ નાનાં નાનાં છોકરાં નિર્બળ નિવડી ચસમાં પેહેરવા લાગ્યાં છે. ૭ હાથમાં વાંકડી લાકડીઓ ઝાલે છે વિગેરે.

હરિદ્રી પ્રજા આભારીરે. સૂ૦ ૧૨
વાંકિ પાઘ કે વાંકિ ટોપિયો,
ગોપિસુ કેસ સુધારેરે;
દેશનું દળદર દુર થશે કેમ,
એ અફસોસ છે ભારેરે. સૂ૦ ૧૩
સાતરે સાંધતાં તેર ત્રુટે છે,
કયાં કયાં થિગડ મારૂંરે;
ભુધરજી તું વ્હારે ધા નહિ,
અન્ય સાધન અમારૂંરે. સૂ૦ ૧૪

વિદૂષક.—(એકદમ પ્રવેશ કરીને) આ નાક કટ્ટીની હે-હે!——ખાંદાએ જાણ્યું કે કાંઈ કરી જાય એમ તે ગાશે પણ ન આવડ્યું માટે હે——!

સૂત્રધાર.—અરે અવિવેકી વનચરા? દુર ખસ દુર! સુપાત્ર સ્ત્રીઓને કેવા સત્કારથી બોલાવવી તેની તને ખબર નથી; વળી કાંઈ ગાયનકળા શિખ્યોછું?

વિદૂષક.—(જરા દુર ખસીને) લે ભાઈ તારી સ્ત્રી સુ-પા-ત-ર! અને ગાયન કળા સાંભળવી હોય તો જોઇલે—

હોરી.

સૂણો શિખ સજ્જન સારી, વિદૂષકની વિચારી; સૂણો૦
કલેશ કુસંપ ને અન્યાય કરતાં, અક્કલપર વળિ છારી;
ભોગવવાં ફળ માઠાં હવે તો, રહિ નહિ ન્હાસવા બારી;
મુચ્છો સહુ દાજ ઉતારી. સૂણો૦ ૧
વાડી ગાડીને લાડીમાં પૂરા, ખાડી જોઈ નવ ધારી;
બન્યા અનાડી નાડી વિધેથી, ભૂલી ગયા ગિરિધારી;
કરે શુંજ પ્રજા બિચારી. સૂણો૦ ૨
લાડીની સાદ્દિમાં નાત્યો જમાડી, દા'ડી કિધાં કર્જ ધારી;
રાંડી છાંડી નવ માંડિ પછાડી, ચાડિની ખેરી અંધારી;

પ્રથમ બળિ બૂધ્ધિ તમારી. સૂણો૦ ૩
સગાં સગાંમાં કોરટ ચડતાં, ભટકયાં મૂકિ ધંધો ધારી;
દેવાં કિધાં ટેક જાય ન માટે, કર્જના ઘા બહૂ કારી;
વકિલોની થઇ બલિહારી. સૂણો૦ ૪
પોક મૂકીને લોક રૂવો છો, શોક કરો નર નારી;
છોગ ઉઘાડે પણ હોગ જશે, દળે જે દુઃખ ભારારી;
બોલ્યા બંદા બહુ વિચારી. સૂણો૦ ૫

સૂત્રધાર--શાબાશ મિત્ર શાબાશ! ઉગતિપ્રજાની બાબતમાં આજે તેં અત્યુપયોગી કાવ્ય સંભળાવ્યું.

વિદૂષક—અરે બંદાની તને હજૂ કયાં ખબર છે? બંદા જો કોલેજ કાઢે તો એ ઉગતિ પ્રજાને ઊંઘતી પ્રજા કરી મૂકે અને સવારમાં વળી ઉગતી પૂજા કરે!

નટી—(સુત્રધારને) પ્રિય પ્રાણ! હવે આજ્ઞા છે?

વિદૂષક—(લાંબા હાથ કરીને) હા જાઓ; ગૂડમોર્નિંગ વળી કોઇ દિવસ વ્હેલાં મળજો! (સૂત્રધારને) અલ્યા બંદાએ તને શું કહ્યું તે તેં સાંભળયું? બંદાએ કહ્યુંકે ધૂઅડઓની જાઓ!

સૂત્રધાર—મૂર્ખ છૂટાં પડતી વખતે તો ગૂડબાઇ કહેવાય?

વિદૂષક—લે ભાઇ તારો ગ્રીધૂઅડબાઇ ગધ્ધાબાઇ પછી કાંઇ? પણ એ બધી લાંબી લાંબી વાતો પડતી મૂકી એકવાર બોલી દે કે રજા છે? અને રજા ન હોય તો કાંઇ મઝા થાય એમ છે?

સૂત્રધાર—અંહી કોઇપણ પ્રકારની કજા નહિ આવવા દેતાં તારી ઇચ્છા પ્રમાણે તને મજા કરાવી આજની રાત્રિ તો તને રજા નહિજ આપિયે; કારણ આજના નાટકમાં તારો ઉપયોગ ક્ષણે ક્ષણે છે.

વિદૂષક--ત્યારે બંદા માગે છે પણ એટલુંજ? ઘેર કોઈ વાટ જોઇ બેશી રહેનાર નથી! તું પાઝીશ એ-

ટલા દિવસ અહીં પડયા રહી તને ખૂશી કરીશું; દુનિયામાં સર્વ બત્રિસ લક્ષણા ઇચ્છે છે પણ બંદા તો ચોસઠ લક્ષણા સમજજે; જે વખતે તારો જેવો રંગ અને રાગ તેવોજ બંદાનો તાલ ધારવો! પણ આપણે અહીં શું શું કરવાનું છે તે જરા આગળથી કહી નાંખીશ?

સૂત્રધાર--સાંભળ ત્યારે; પ્રથમાંકમાં ઇંદ્રપૂરીના નગરશેઠ સ્વકુટંબ સાથે દેખાવ દેશે; જેમાં કુળતારક ન હોતાં કુંટંબ કેવું દુ:ખમય લાગે છે, તથા થોડા સમય પછી તે પ્રકટ થતાં કેવાં અયોગ્ય રીતે લાડ લડાવે છે, તથા યથાયોગ્ય અંકુશમાં નહી રાખ્યાથી તે નઠારી સોબતામાં પડતાં કેવાં કેવાં અધમ કામ કરતાં શિખે છે, તેને ભણુવનાર વિદ્વા ગુરૂજીને વિદ્યાપાન કરાવ્યાનો તે કેવો ત્રાહિ બદલો વાળેછે; અલ્પજ્ઞાન કેટલું નુખમકારી છે તે તથા એ બાબતના અખાડા થતાં ઘરમાં જ કેવો કુસંપ થાય છે, પોતાની પતિવૃતા પત્ની પ્રતિ પણ કેવા પાપી રીતે વર્તે છે વિગેરે દર્શાવવામાં આવશે.

દ્વિતિયાંકમાં--આવું કુકર્મી સંતાન નિવડતાં માત પિતાને કેટલો શોક થાયછે, તોપણ "ભાઇ ને કાંઇ કહેવાય નહિ" થતાં તે કેવું વિશેશ રૂપ પ્રકાશે છે; રજપૂત અને ભાટ ચારણો પ્રતિ કેવો કુલેશ કરાવે છે, જે તેનોજ નાનો ભાઇ કેવી કુશળતાથી સમાધાની ઉપર લાવે છે અને જે ઉપરથી લોક કેવું મત બાંધે છે વિગેરે દર્શાવવામાં આવશે.

ત્રિતિયાંકમાં--નાના અને મોટા વચ્ચે વિશેશ

તફાવત પડી જતાં પ્રથમ પોતે કરેલ ભૂલ મા-ટે તે માત પિતા કેવો પશ્ચાતાપ કરે છે; વર્ણસં-કર રાત્રિને સમયે ખૂબ નિશો કરી પોતાનો નાનો ભાઇ જ્યાં શૂતેલ ત્યાં કુકર્મ કરવાને ઇરાદે મોઢ તલપતાં કેવો નિચે ચોકમાં પડે છે, જેથી કુટું-બમાં કેવો ગભરાટ થાય છે, વળી સાજો થતાં પોતાનો ભાઇ વિશેશ પ્રતિષ્ઠા પામ્યો જોઇ ઇર્ષા ભાવે ઝેર દેઇ કેવો તેને મારી નાંખે છે, વિગેરે ભજવી બતાવવામાં આવશે.

**ચતૂર્થાંકમાં**--શરમનો માર્યો તે પ્રદેશ નિકળ-તાં રસ્તામાં કેટલી મુશીબતો વેઠે છે; આખરે ભડુગરની ટોળીમાં સામીલ થઇ પ્રભાવતી ના-મની નગરીમાં કેવો તે રહી પડે છે, જ્યાં પણ સલક્ષણો ન રહેતાં કેવાં ઘોરકર્મ કરે છે, જે આ-ખરે પકડાતાં તેના કેવા બેહાલ થાય છે વિગેરે દર્શાવવામાં આવશે.

**પંચમાંકમાં**--પ્રભાવતીમાંથી નિકળી અંધેર નગરીમાં જતાં કેવાં કેવાં તેને માથે આળ આવે છે, જેથી ત્યાંનો રાજા તથા તેના કુંવરો કેવી કેવી ઘાતકી શિક્ષાઓ અમલમાં લાવવા હરખાસ્તો કરે છે: અફીણી રજપુતોની રાજ્ય પ-દ્ધતી વિશે સાન મળતાં આખરે એક હસવા લાયક શિક્ષા થઇ તેની દુખી જીંદગાનીનો કેવો અંત આવેછે વિગેરે વિગેરે ભજવવામાં આવશે.

વિદૂષક--વાહ! આ નાટક તો કાંઇ અલૌકીક લાગે છે; બંદાની મા બંદાને રોજ રોજ વર્ણસંકર કહેતી હતી માટે જોઇએ તો ખરા કે વર્ણસંકર કેવા છે! વળી નાટકનો આપણને ક્યાં અભાવો છે,

પેલે વર્ષ મુંબાઈ ગયા ત્યારે એક વિહામાંથી આઠ વિહા જાય એટલા બધાં નાટક જોઈ નાંખ્યાં હતાં! માટે ચાલો ભાઈ તાકીદ કરો!

સૂત્રધાર—(પડદા તરફ નજર કરીને) અરે પણ પણ પાત્ર આવવાની તૈયારી થઈ ગયાનો નાદ સંભળાયો માટે ચાલો. પછી વિલંબ થઈ જશે.

વિદૂષક.—(દોડતાં દોડતાં) થનારૂ હશે તે થશે, કાશી કે વળિયાને દેશે, વૃદ્ધો વાત કરીને રહેશે, બંદા બેઠા બેઠા જોશે. (ગમન કરે છે).

—ooo—

## પ્રવેશ ૨ જો.

### સ્થળ ઇંદ્રપૂરીના નગરશેઠના વિશ્રામ-કુંજ માંહેલુ લલિતા-લતાગૃહ.

### મધૂમાલિતી (પ્રથમ એકલિ તથા પછીથી) કામકળા, મદમોહની, તથા સૂલોચના.

મધૂમાલિતી—(કુંજલતાની શિતળ છાંયા તળે નિરાશા ભરેલી સ્થિતિમાં એક કોચ ઉપર પડીને)—

### ત્રિભંગી છંદ.

અજરામર દેવા, કરૂ તુજ શેવા, મીઠા મેવા, છો કેવા;
સૂખ અતી દેવા, દુખ દિન લેવા, તતપર જેવા, છો તેવા;
રે અતિશય સારા, ગુણના ભારા, છે ખૂબ તારા અતિ હામી;
જયજય શુભ ધામી, અંતર યામી, મળે ન ખામી, બહુ નામી. ૧
છો સ્વર્ગ નિવાસી, સૂખાભાષી, વદિયે વિલાસિ, વાણિ અમે;
પ્રભુ નવ ડરનારા, સુખ કરનારા, દુખ હરનારા, નાથ તમે;
વિભુ દિન દાતા, દે સુખ સાતા, નથિ પિતુ માતા, બહુલામી;

જયજય શુભ ધામી, અંતર યામી, મળે ન ખામી બહુ નામી ૨
રે ગરિબ નિવારે, ચડશો જ્યારે, સુખ અતિ ત્યારે, ઇશ થાશે;
તે વીન અમારૂં, કુટંબ સારૂં, પુત્ર ન ધારૂં, પીડાશે;
પ્રભુ પાપો હરવા, કરૂણા કરવા, ભ્રાતધિ ભરવા, ઉઠ સ્વામી;
જયજય શુભ ધામી, અંતર યામી, મળે ન ખામી, બહુનામી. ૩
છે જગ જંજાળી, પેટે પાળી, ભક્તી ભાવી, સૂખિ કરે;
રે રાત્રી કાળી, પણ પુન્યશાળી, કાયા બાળી, ઢોંગ ઠરે;
ઇશ સોમ પ્રજાળી, બંધૂ આલી, કર રખવાળી, શ્રીસ્વામી;
જયજય શુભ ધામી, અંતર યામી, મળે ન ખામી, બહુ નામી. ૪

## ગીતિ.

ભ્રાત ભ્રાત હું ભજતી, ભ્રાત વિનાની ભગીનિ નવ હોશો;
ભ્રાત ભવેશ્વર ભાળ્યો, સ્વપ્ને નહિ તે હશે શું અવહેલો; ૧

અહો! ભવસાગર કેવો ચમત્કારો છે! ઇશ્વરની લિલા કેવી અપાર છે! તથા દુષ્ટ કલિયૂગનો મહિમા કેટલો વિસ્તિર્ણ છે! મારા પૂજ્ય પિતાજી જેમને હાલ સર્વ વાત સાનુકૂળ છે, જેઓ ધર્મનિષ્ઠામાંજ દિવશનો વિશેશ ભાગ નિરગમન કરેછે, અને જેઓ કોઇ પણ પ્રકારના પ્રપંચરૂપી ઉંડા કોતરમાં ઉતરતા નથી તેમને પણ મનમાં પૂત્ર વિના કેટલો અજંપો થતો હશે! કેટલી બળત્રા થતી હશે અને નિશ્ચિંતપણુ તેમનાથી કેટલું દુર રહેતું હશે! અને અગર જો એ અજંપો મોંડે નહિ લાવતાં વિશેશ વિશેશ પરાર્થ કર્યો કરે છે તોપણ અંદરથી કેવી અફસોસી થતી હશે! અહા! તેમની યુવાવસ્થામાં કરેલ પરાક્રમ કાલે મારા વિદ્યા ગુરૂજીએ કેવાં શ્રવણ કરાવ્યાં હતાં! માર્ગે ચાલતાં ધરાતો જેની નેકી પોકારતી એવા બળવાન, નગૃશેઠનું ઉંચું પદ ધારણ કરતાં પહેલાં જેનુ નામ ઘણુંજ પ્રસાર પામેલ એવા ધનાઢ્ય, જેને નામે જંગલમાં પણ મંગળ થતું સરત કરતા તરત મળતું, તથા પાણી માગ

તાં ૫૫ જડતું એવા કિર્તિવંત તેમનો પણ આ વૃદ્ધાવસ્થા માં કેવો અવસ્થાન્તર! તથા અથાગ દ્રવ્ય છતાં પુત્ર વિનાનું કેવું અસહ્ય કષ્ટ! અરે ભાઈ વિનાની ભગિની કેવી અભાગિની જાણવી? તેને આ સંસારમાં અવતરી શો લ્હાવો લેવાનો! અને જ્યારે શ્રાવિન સુદ પુનિમાને દિવશે ભાઈને રાખડી બાંધી મોં માગી બક્ષીસ લેવાનો ઓરિયો ન વિત્યો ત્યારે જીવ્યું પણ શા કામનું છે?

(ગદ ગદિત થઈ ઉપલી ગીતિ ફરીથી બોલે છે એટલામાં કામકળા, મદમોહિની અને સૂલોચના દોડતી પ્રવેશ કરે છે).

કામકળા.—પ્રિય સખી! પૂર્ણિમાના ચંદ્ર જેવું તારૂં આ પ્રકાશિત વદન ગ્રહણ તુલ્ય થઈ આટલું બધું ગ્લાનિ પામેલ કેમ દિસે છે! સત્ય કહે! તે કહેલ ગીતિની છેલ્લી લિંટી મે યથાયોગ્ય સાંભળી છે.

મનમોહિની.--નિરાશા રૂપી અગાધ અંધારામાં તને ઝંપલાવેલ જોઈ અમે અતિ કષ્ટિત છીયે, માટે કૃપા કરી સત્વર જણાવ?

સૂલોચના.--મારી પ્રિય સખિયોના મતને હું પણ મળતીજ છું કારણ કરમાઈ ગયેલ અર્વિંદ માફક હાલ તારૂં મુખાર્વિંદ નિરખતાં મને અનુકંપા છુટે છે! વળી મનની સમાધાની થાય તેજ સુખ અને ન થાય તે દુઃખ એવો આ મોહક જગનો મહિમા છે, જે દુઃખ માત્ર સખા અને સખિયોથીજ ભાગી શકે છે, માટે સત્વર બોલ?.

વિદૂષક.—બોલનો તાલ કરી પછી પેલા નારદમુનિનું ઢોલ વગડાવવાનો વિચાર છે કે શું?

મધૂમાલિતી—તમારા કૃપા રૂપી પ્રસાદથી હું સદા આ-

નંદમાંજ રહુછું; અને તમારા જેવી ચતુર સખિયો મને ન મળી હોત તો હાલ મારી દશા કેવી વિપ્રિત થાત! અહો! મને ઉત્તમ કેળવણી અપાવવા પાછળ તથા તેવે ઘણે પ્રસંગે તમે કેટલાં બધાં ખંતિલાં થયાં છો! અને એમ ન થયું હોત તો આજ મારી જાતિની મારી ઉમરની સ્ત્રીઓના પિતા પોતાની પ્યારી પૂત્રિનું કાંઈ પણ પરિણામ ન વિચારી, વિભુ વિસારી, નિજ હિતધારી અને બીજી રિતે કહેતાં માત્ર પોતાના સ્વાર્થ તરફ નજર કરી, અગ્નિ–હોત્રની પૂર્ણા હુતી સમયે બુઢ્ઢો એક નાળિયરને તેની આંખો આંજી, ચાંલ્લો કરી, સુંદર ચુંદડી ઓઢાડી, આખરે જેમ ધિગધિગતા અંગારામાં ફેંકી દેછે તેમ મારી કુટીલ ફોઈની મૂર્ખાઈથી મારા વિચિક્ષણ પિતાજીએ પણ કરી દિધું હોત જેથી કવચિત તેમને શિર પણ દૂહિતા–હોત્રીનો દોષ આવત! માટે પ્રિય સખિયો! તમારા અગાધ ઉપકારને બદલે કૃતઘ્ની મટી કૃતજ્ઞની મારાથી કેમ થવાય?

કામકળા—પ્રિય સખી! વિના પ્રસંગે એક વિષય ઉપરથી બિજા વિષય ઉપર ઉતરી પડવું તને છાજતું નથી; એકાંત વાસમાં શોક કરવાનું કારણ જાણવા માત્ર અમારી અપેક્ષા છે. જે કૃપા કરી સત્વર જાણાવ?

મધૂમાલિતી—સખિયો! એટલે બધે દરજ્જે અધિરાં બની જઈ પરિતાપ કરવાનું કાંઈ કારણ નથી; અર્થાત પરિતાપ કરવાથી અગર બજારમાં વેચાથી લેવા જતાં પણ તે ચીજ પ્રાપ્ત થઈ

શકે તેવો નથી. (હકિકત સમજાવ્યા બાદ) શિવાય બીજુ કાંઈ નથી!

સૂલોચના—પરિતાપ કરી ઉદવેગ કરવાના કરતાં વિપત્તી સમયે ઈશ્વરની આરાધના વિશેશ કરવાથી તે સત્વર વિશેશ પ્રસન્ન થાય છે, માટે તે ઉપર નજર રાખ!

કામકળા—યથાયોગ્ય; વિપત્તી રૂપી સરતમાં દોડવાનું મન થાય ત્યારે એક વાર ઉભા રહેવું. ઉભા રહેવાનું દિલ થાય ત્યારે બેસવું અને બેસવાની ઈચ્છા થાય ત્યારે સુવું, અર્થાત ઘણીજ ધૈર્યતા રાખવી!

વિદૂષક—એ બધી વાતો! લાડુની ટોપલી દેખી આપણી ધૈર્યતા બૈર્યતા રહેવાની ના મળે! (કામકળા બિજો વિષય ઉપાડી લેવા મદમોહિની તરફ કટાક્ષ કરે છે.)

મદમોહિની—પ્રિય સખિયો! આપણે "સ્ત્રીજ્ઞાન પ્રકાશક" મંડળી સ્થાપે આજ એક વર્ષ પુરૂ થવાથી આજ આ મહોત્સવ છે; સ્ત્રી કેળવણીનો વિસ્તાર આ દેશમાં જેટલે દરજ્જે થ[illegible] [illegible]ટલે દરજ્જે થયો નથી; અર્ધ દગ્ધ [illegible] [illegible]રી બીજી સદ્ગુણી સ્ત્રિઓને શિર કલંક [illegible] છે, માટે આવતા વર્ષમાં એ અધ[illegible] કાઢી નાખવા તરફ યત્ન કરવો એવો મારો [illegible] છે!

કામકળા—યથાયોગ્ય; આજના મહોત્સવ સમયે જે જે વંચાય, ભવાય, અગર લખાય તે તમામનો સંગ્રહ કરી પ્રદેશવાશી આપણી સખિયોના ઉપયોગાર્થ તે મુદ્રાન્કિત કરાવી પ્રકાશ કરવું એમ મારો વિચાર છે; કેમ સૂલોચના બેન!

સૂલોચના—સત્ય છે સખી! તે ચોપાનિયાના મુખપત્ર ઉ-

પર નિચે પ્રમાણે ગીતિ મૂકીશું——

ગીતિ.

ગ્રન્થાલયનાં કિરણો, દિનકર સમદિન પ્રકાશ અતિ પામો;
તિમિર અજ્ઞાન હણિને, જય જય જગમાં અધિક જસજામો. ૧

મધુમાલિતી—બરાબરછે; દ્રૌપદી, તારા, સીતા અને દમયંતિ વિગેરે મનાતિ દેવિયો પણ સ્ત્રીઓજ હતી; તથા આ યુગમાં ક્રોડો પ્રાણી ઉપર રાજ્ય ચલાવનાર પણ સ્ત્રીજ છે, જેથી મતાંધી પુરૂષોએ પોતાના મત હવે બદલી સ્ત્રીઓને ઊંચી કેળવણી આપી બાહારના હરેક શુભાશુભ કાર્યમાં તેને સામિલ રાખવી ઘટે છે.

વિદૂષક—યથાયોગ્ય છે; હાલની કુંડળી જોઇને પણ જોશી એમજ કહે છે કે સ્ત્રિયોને જ્યારે પૂર્ણ જ્ઞાન મળશે, અને તેમની હલકી આથાવદી દૂર થઇ ત્રણ જગમાં જ્યારે પ્રતિષ્ઠા પામશે ત્યારેજ આ આર્ય દેશ અન્ય દેશ પ્રતિ શૌર્ય, સંપ, સુખ, સંપતિ, સંતતિ, અને સત્તાવાન થશે; ત્યારેજ ઉત્તમ પ્રકારની પ્રજા નિવડશે અને દેશનું દરિદ્ર ભાગશે! નિકર હાલ તો લક્ષ્મિ-માતા રિસાઇ જઇ પ્રદેશવાશી થયાં છે, પ્રજા પણ નિર્બળ અને વ્યસની નિવડી છે, તે ક્યારે સુધરશે તે કહેવાતુ નથી; પણ લાવ લક્ષ્મિમાતાને પુછું—

ગીતિ—

ભરતખંડ શું ભૂંડો, ભાગ્યો જેથી વિદેશ વસિ નારી;
ભય ભગવાન અતી છે, ઠરનારી પણ નથીજ પરનારી! ૧

કામકળા—જુઓ ગયા દસકામાં અને હાલમાં કેટલો ફેર પડી ગયોછે? વળી એવા એક બે દસકા વિશેશ જશે એટલે હાલ જેમ ઇંગ્રેજી ભણેલા પુરૂષોની

ખોટ રહી નથી તેમ આપણા વર્ગમાં આપણા જ્ઞાનની પણ ન્યુનતા રહેશે નહિ.

વિદૂષક--ઠીક છે ત્યારે; તમારૂં કાંઇક ચાલતું થાય કે બંદાને દિવાનની જગ્યા આપજો હો!

મદમોહિની—ચાલો ત્યારે; ઉત્સવના સમારંભને વિલંબ થઇ જાય છે.

મધૂમાલિતી તથા કામકળા--હા ચાલો.

(સર્વ જાય છે.)



# પ્રવેશ ૩ જો.

સ્થળ નગરશેઠનું દિવાનખાનું.

કેસી, (બાળ)વર્ણસંકર, તથા થોડીક વાર પછી રત્નપ્રભા.

કેસી.--(વર્ણસંકર સૂતેલ પારણું ખેંચતાં ખેંચતાં.)

રાગ ધિરાના પદનો.

બાળા રાજા સુવોરે. તમે જરા જંપ ધરી;
ઠાલી શિદ રૂવોરે, લડી આમ નિત ફરી. બા૦ ૧
હસ્તિ દંત[1] પારણુંરે, જડયું હિરે હેમ[2] કરી;
છે ચોમેર જડિયાંરે, મુખમલ ઉંચિ જરી. બા૦ ૨
મુકતાફળ[3] મોટેરે, કિધાં છે કિર[4] કરી;[5]
ઉણું નથી રાખ્યુંરે, રૂવો શિદ આંસુ ભરી. બા૦ ૩
પાણિ માટે કુપ દઉ રે, જાણે જાય જઠ જરી;
કુંવર કેમ રૂવોરે, અહિકું[6] ઉર ધરી. બા૦ ૪

---

૧ હાથી દાંત. ૨ સુવર્ણ=સોનું. ૩ મોતી, ૪ પોપટ. ૫ હાથી (પોપટ હાથી કુકડાં વિગેરે પ્રાણી ના આકારના મોતીનાં રમકડાં કર્યાં હતાં). ૬ ઓછું.

હરિ હઠ ન કિજેરે, કિજે નવ જક ફરી;
પ્રિજેથી પ્રિહજેરે, લિજે આ શિખ ડરી. પ્યા૦ ૫

વર્ણસંકર.--વનચર વિરા બધામણી. એ રાગ.

નાના નથી મારે જોઈતું,
નારી પારણું તારૂં;
રમકડાં પાળ તહરાં,
હને જોઈએ શારૂ? નાના૦ ૧
જોઈએ તે તુ દેતી નથી,
કે'તાં માને ન મારૂં;
રોતાં આંખ્યો સુઝી ગઈ,
કેવી દાસી તુ ચારૂં. નાના૦ ૨
માને કહિશ સર્વ ગોઠડી,
માને છે જો એ મારૂં:
માને કમાને માનશો,
માનુની કિંધું વારૂ. નાના૦ ૩

કેસી--(એજ રાગ.)

આડિ જંગ કિજે નહી,
લાડકડા કુંવરજી;
નાના શાણા થાવ આજથી,
કરૂં એટલી અરજી. આડો૦ ૧
ચુક મિની ભેગાં થાય તો;
લાડકડા કુંવરજી:
ક બિચારો મરી જશે,
પછી આપની મરજી. આ૦ ૨
વેદ થયાં નથી વર્ષને
લાડકડા કુંવરજી;
"વહુ વહુ" કયાંથી આવીયું,
વિર વ્હાલા સૂંદરજી; આડો૦ ૩

વર્ણસંકર—(એજ રાગ,)

નારિ નઠારિ અભાગિની,
સુણ્યું ટાહલું સારૂં;
ઘોલ લગાવોશ આ ઘડી,
બાળ જીવતર તારૂં! નારી૦ ૧
બ્હાનાં અતિશે કાઢતાં,
ધિક તુજને છે વારૂ;
ધાર્યું ન ધાર્યું થાય તો,
બાળ જીવતર મારૂં. નારી૦ ૨
(હવે) નગ્ન થઈ નારી નાચ તું,
જોવા નૃત્ય હું તારૂં;
તત્પર થઈ રહ્યો ક્યારનો.
હઠ કરતિ શિ વારૂ. નારી૦ ૩

(રોવા માંડે છે).

રત્નપ્રભા.—(ક્રોધાંધ વેશે પ્રવેશ કરીને) અરે પાત્રી! ક્યારની રહી રહી આટલો બધો ભાઈઆને[1] કેમ રોવરાવે છે! તું તારા મનમાં શું સમજે છે! શંખિણી, ડૂંખણી! એક નિમેષ માત્રમાં તારૂ નાક કાપી કાઢી મૂકીશ! શું તને ખબર નથી કે તે આખા જગને ઘણોજ લાડકવાયો છે? શું તું જાણતી નથી કે તે જનમ્યો ત્યારે આખા શેહેરમાં લાગટ છ માશ સૂધી મહોત્સવ કરાવ્યો હતો તથા મોતિયે ચોક પૂર્યા હતા? શું તને માલમ નથી કે સર્વનું તે જીવતર છે, સર્વનો તે આત્મા છે અને સર્વનો તે આધાર છે? શું તને યાદ નથી કે તે તેના પિતાનો પ્રાણ છે અને

---

૧ કેટલાક જ્ઞાતીમાં પૂત્રને "ભાઈઆ" કેહેવાનો ચાલછે.

સાતે ઘરમાં તેનાથી શો ઉજળુ છે?

અમાવાસ્યાને દિવશે પણ ચંદ્રમા જોવાની જ્યારે તેણે જક લીધી હતી ત્યારે તેને ખુશી કરવાનીજ ખાતર તેના પિતાને ચંદ્રનું પ્રતિબિંબ બતલાવતાં સેંકડો રૂપિયા ખર્ચ થઈ ગયું હતું તે તું કેમ ભૂલી ગઈ? શું કોળીનાળીમાં છોકરાં જોયાં? રસ્તા વચ્ચે અટવાતી શું મારંગાડીની મઉ જોઈ? અમારા ઘરમાં વશી અમારૂં નિકંદન કાઢવા શું તું ખૂશી છું? કે શું છે?

કેસી.—(ધિમે સ્વરે) વિર પ્રસવા! જ્ઞાની છતાં ક્રોધાવેશમાં આવી જઈ આટલાં બધાં અયોગ્ય વાકય તમે શું કરવા વાપરો છો? તે આપને અને આખા જગતને વિશેશ લાડકવાયા છે તે હું કયાં સમજની નથી? તેમની યોગ્યતા હું કયાં જાણતી નથી? જીભ કાપતાં પણ ઉચરાય નહિ એવાં વેણ આપ શું કરવા ઉચરો છો? તેજ દિવશે જ્યારે તેમને વરાધનું સેજ પાસુ જણાયું ત્યારે મારો જીવ કેવો ઉડી ગયો હતો!! તથા ફેર પડયા બાદ ભાઈ પ્રતિ મારી પ્રીતિની આપે કેટલી સ્તુતી કરી હતી? આપના ઘરમાં હું કયાં આજ કાલની છું?

રત્નપ્રભા —(સેજ ધિમે પડતાં) હવેથી ગમે તે રિતે પણ તેને રોવા ન દેતાં ખુશ રાખવો એજ તારી મતલબ છે એમ સમજજે? જા હવે જઈને તેને સત્વર છાનો રાખ?

વિદૂષક.—(પડદામાંથી ડોકું કાઢીને) ખબરદાર જો ભાઈ સાહેબને રોવા દિધા છે તો? ભાઈ સાહેબ આબરે કોણ છે તે તું શું જાણતી નથી? અને ભાઈ

જનમ્યા ત્યારે પ્રજાપતિનાં ઘરના હાંલ્લાં ફુટી ગ યાં, હતાં તેની તને ખબર નથી?

**કેસી.**—જેવી આપની આજ્ઞા! પણ બાઈ સાહેબ એમ ના છત્રપલંગ ઉપર જે અલૌકીક પોપટનું પાંજરૂં છે, તેમાં બિલાડી પુરવા કહે છે; આજ વળી મને નેવસ્ત્રી થઈ નૃત્ય કરતી જોવાની હઠ લઈ બેઠા છે! આવી આવા જેઓ તે હું શિ રિતે પૂ રી પાડું? દિન પ્રતિ દિન એવીતો હઠ લે છે કે આપના આગળ કહેતાં પણ મને શરમ આવેછે!

(શરમીંદગી બની નિચુ જૂવે છે).

**વિદૂષક.**—એતો પૂત્રનાં લક્ષણ પારણામાંથીજ જણાય; અને સુકર્મિનાં છોકરાં અકર્મિજ હોય!

**રત્નપ્રભા.**—છોકરાં માટે તો એ કહે છે તેથી પણ નિચાં કામ કરવાં પડે છે! માટે જા હવે હલાવી ફુલા વી તેને છાનો રાખ! વિશેશ મિષ કાઢવાની કાંઈ જરૂર નથી (જવા માંડે છે).

—०००००—

# પ્રવેશ ૪ થો.

સ્થળ નગરશેઠનું સરસ્વતિ મંદિર.

અફલાતુન, રત્નપ્રભા (તથા થોડી વાર પછી) વિષ્ણુ-શર્માશાસ્ત્રી, વર્ણસંકર, તેનો (નાનો ભાઈ) રૂપશંકર× વિગેરે.

**અફલાતુન**——(સ્વગત)

મનહર છંદ.

(અન્યોક્તિ અલંકાર)

× શંકર અને સંકરનો ભેદ પ્રસ્તાવનામાં આપ્યો છે.

રતન જતન કરી, લાવ્યા કદિ વતનમાં;
ન તન જો સૂખ્ય રહ્યું, રતન શા કામનું!.
પરમ ધરમ ધરે, કરમ કદાપિ ભૂલે;
શરમ વિનાનો સૂત, થયો તે શા કામનું?
ગરમ ગરમ થઈ, નરમ નરમ કિધું;
ગરમ નરમ થયું, કહો તે શા કામનું?
સૂધારો સૂધારો ધારી, કૂધારાનું કિધું કામ;
સૂધારાનું રણસિંગુ, ફુટો એ બદામનું! ૧
રસોઇ ચાખ્યા વિના જે, રસોઇની ટિકા કરે;
કહો કોનો વાંક જમ, નારનો કે નારનો[1]?
ઉધારિ ઉધારિ અને, વ્હેપાર અપાર માંડ્યો;
ઉત્તમ ઉદ્યોગ વેડે, પારનો કે પારનો[2]?
બાર આઠ જાણ્યા વિના, મોટાં મોટાં દેવા કિધાં;
એ તે કોનો વાંક દર, બારનો કે બારનો?
સૂધારાનું ડોળ ઘાલી, કૂધારાનું કિધું કામ;
ભટ કૃપાનો વાંક વણ, ઝારનો કે જારનો? ૨

અરે! આ ભાગ્યહિન દેશની ઉન્નતી થાય એવા ઉપાય તે હવે કેવા યોજવા! જે જે કાર્ય ધંધો જનો માથે લે છે તેમાં તેઓ ક્વચિતજ ફતેહમંદ થતા જણાય છે! અમુક આદમી અમુક ધંધો કરવાથી ધનાઢ્ય થયો એવું તો સાંભળવામાં આવતુંજ નથી! ગર્ભશ્રીમંતના છોકરા નોકરી ધિઃક્કારી પ્રદેશથી સાંચા મંગાવી સેંકડ ધાગધૂમ કરે છે અને જ્યાં વિશ્વાસ બેસવાની વેળા થાય છે ત્યાં તે સર્વ વાત કોરાણે મૂકી દઈ નોકરી ખોળવા પાછા પ્રદેશિયોને બંગલે જોડા ફાડે છે, તથા પરિણામે

૧ રાંધનારીનો
૨ દેશપાર જવાનો અર્થાત્ સાસન ભોગવવાનો.

હિમતની કિંમત ન થતાં થોડી મુદતમાં સંચાના લિક્વીડેશનની મોટી મોટી જાહેર ખબરો ઉપરા ઉપરિ નિકળે છે! "લક્કડકા લડુ ખાયગા વો બિ પસ્તાયગા, નહિ ખાયગા વો બિ પસ્તાયગા," એવો આ કાળ થઈ પડ્યો છે! જર જોરૂ અને જમીન માટે લક્ષ પ્રાણી નિશદિન ફાંફાં મારે છે, પ્રપંચ કરે છે, અને ન કરવાનાં કામ ખૂશી સાથે માથે લે છે, પણ ઈશ્વરને ઘેર તે સઘળું કીડીએ હાથી ગળવાની કરેલ ગમત જેવી રમત થઈ પડે છે! અરે ધર્મ સંબંધી બાબતમાં પણ અગાધ અજવાળુ છતાં આડે રસ્તે દોરાઈ લોકો કેવા કૂટાય છે! સ્વધર્મ તેઓ ચૂકી ગયા; દેશાભિમાન મર્યાદા મુકી દોડતું થયું; શિલ્પશાસ્ત્ર, મૂર્ખશાસ્ત્ર, રૂઢીશાસ્ત્ર અને ભદ્રાશાસ્ત્ર એટલાં સમયાનુસાર બાકી રહ્યાં!

જ્ઞાતી સંબંધી પણ કેટલા નકામા વિભાગ નજરે આવે છે! ભોળા ભાવે આપણાથી વિલાયતી દવાઓ પિવાય, ગરાલો ભરેલાં સુગંધીદાર અથાણાં તથા મૂરબ્બાઓ બિનધાસ્તીએ પ્રદેશથી આવેલ ખવાય, અરે તેથી પણ અધમ કાગ, રમજીન શાંમ્પેન વિગેરે સૂશોભિત બાટલિયોમાં પ્રદેશથી ચડી આવેલ ખાળકૂંડીના પાણી હોંસત સાથે ચડાવાય અને તે ઉપર અખાજ ચિજો પણ કમકમાટી છુટ્યા શિવાય ઝપાટાય, એ બધું થાય, પણ કોઈ દુર પ્રદેશ જવાનું માંથે લેનાર સાંભળવામાં આવે અગર સ્વજ્ઞાતીમાં સેજ સૂધારો કરતો નજરે પડે કે તેજ બાટલીદાસો તેને કાપર કરવા તેની ટિકા કરવા મંડી પડે, તેજ બાટલીદાસો શાસ્ત્રનાં મૂળ સિદ્ધાંત ખોળવા પાછળ દોડાદોડ કરી મૂકે, તેજ બાટલીદાસો એકઠા થઈ તેને જ્ઞાતિ બ્હાર કાઢવાની કોશીશો કરે, અને ટુંકામાં તેજ બાટલીદાસો તે બિચારાની ફજેતીના ફાળકા કરવા તત્પર થાય!

તેમ છતાં પોતાના વર્ગમાંના કોઈ ખાટલીદાસે ન ક રવાનું કામ કર્યું, અને ફસાઈ જતાં પકડાઈ ગયો ત્યારે તે નું પ્રાયશ્ચિત પણ કેવી રિતે થાય છે? એકવાર મહાદેવમાં જઈ પગે લાગી આવે, એક પાઈ દંડ આપે અગર શ્રિ મંત હોયતો બે ચાર વર જ્ઞાતિ ભોજન કરાવે એટલે એ ગુ ન્હેગાર પવિત્ર થયો કહેવાય, તેને વિશેશ પ્રાયશ્ચિત કરવાની જરૂર રહે નહીં! પણ અરે આ તમામ ઢોંગ, આ જુઠો વેશ, કિયા શાસ્ત્રમાં, કિયા વેદમાં, કી સ્મૃતીમાં અગર કિ યા પૂરાણમાં લખ્યો છે કે ઉગતિ પ્રજાને તે આટલે બ ધે નઠારે રસ્તે દોરી જનાર હાનીકારક થઈ પડે છે!

વિદૂષક.--શેઠજી! એ સાતમાં શાસ્ત્રમાં, પાંચમાં વેદમાં અને ઓગણિસમાં પૂરાણમાં લખ્યો છે અને તેથી પણ ખાતરી ન થતી હોય તો બ્રાહ્મણના ગોળમટોળ લાડુવાવાળા પતરાળામાં તો જરૂર!

(પંચ કેસ વધારી સર્વાંગે ભસ્મ લેપન કરેલ, મસ્તક ઉપર લાલ બનાતની ટોપી તથા કટીએ નાનું સરખું પંચિ યુ પહેરેલ, કોટમાં મોટા મોટા રૂદ્રાક્ષની માળા ધારણ ક રેલ ગૌમુખી ઝાલી પાવડાં પહેરેલ એમ રૂષીના વેશમાં વિશ્નુશર્મા શાસ્ત્રી પ્રવેશ કરે છે.)

શાસ્ત્રી--(ઉભા ઉભા પ્રથમ ઊંચા હાથ કરીને)

શાર્દૂલ વિક્રીડિત વૃત.

રેરે દેવ દયાળ ઢાલ દિનના, રે પ્રાણદાતા પતી,
પ્રાણી પાળક માત તાત જગના, વીચિત્ર તારી ગતી;
નાંખ્યા હેઠળ રાય; રંક ચડિયા, મેરૂ કિધા ડોલતા,
યોદ્ધા જે ખગ સાધ બાથ ભિડતા, કીધા ધરા રોળતા. ૧
એવા હે જગનાથ તાત તમને, દ્વી હસ્ત જોડી કહું,
છે ગુણીજન ગ્રસ્થ સ્વસ્થ મનનો, ઉદાર ધર્મી બહુ;
વીદારી વિષ વીષની વિડમણા, રે આધિ વ્યાધી હરો,

દેઈ સંતતી સંપતી સુખ સદા, કલ્યાણ કોટી કરો!  ૨

અફુલાતુન. તથા રત્નપ્રભા—(નમન કરીને) મનસા વાચા અને કર્મણા એમ સત્કાર પૂર્વક આપનું આશિર્વચન અમે ગૃહણ કરિયે છિયે!

વિદૂષક.--(વંદન કરીને) કાયા વાચા અને તન મન સાથે શાસ્ત્રી મહરાજની સો લાડુ ખાઈ જાય એવી ફુંદને બંદા પણ નમસ્કાર કરે છે!

શાસ્ત્રી—(લાંબો હાથ કરીને) કલ્યાણ મસ્તુ!

વિદૂષક.—કલ્યાણ અમસ્તુ! માત્ર લાડુવા અને દક્ષિણાનુંજ!

રત્નપ્રભા.—મહારાજ! અભિવંદન કરી જણાવુંછું કે આપનું અહીં પધારવું થતાં અમને અનેક પ્રકારના લાભ થાય છે; શારિરમાં ઉત્પન્ન થતા હરેક પ્રકારના તર્ક વિતર્કનું શમન થાયછે તેમજ આ ભવસાગરની ભૂંડી ભ્રમણાઓનો નાશ થાય છે; કારણ શાસ્ત્રનાં મૂળ સિદ્ધાંતજ ગ્રહણ કરનાર અમને વિશેશ પ્રિય છે, માટે અનુકુળ અવસરનો આજ પ્રમાણે સદૈવ લાભ આપશો!

વિદૂષક--શાસ્ત્રી ખાવા પોતાના મોં ઉપર સદાય ગૃહણ રાખે છે, એતો "અંદેશી બિકલાંઈજ ચેસી."

શાસ્ત્રી.--(હસ્તે મોંએ નમન કરીને) સકળ કાર્ય પજમાન વૃતીથીજ થાય છે; અજ્ઞાન લોક એમ સમજે છે કે અધમ કામ કર્યા પછી તેનું નિવારણ દુર જઈ યાત્રાઓ કરી આવ્યાથી, મોટા મોટા દેવને મોટી મોટી બાધાઓ રાખ્યાથી, જોશિયો પાસે મંત્ર જંત્ર કરાવ્યાથી, પિરને મલિદા માનવાથી અગર આળસુ બુંગળ ભટ્ટોને લાડુ જમાડ્યાથી થાય છે; પણ એ સઘળાં ફાંફાં છે!

કોઈ પણ પ્રકારના પ્રપંચમાં ન પડતાં સદૈવ પવિત્ર, પરોપકારી, ધાર્મિષ્ટ નિસ્પૃહી, અપક્ષપાતી, સત્યવાદી અને પ્રસન્ન મળવાળા રહી માત્ર પરિબ્રહ્મની સ્તુતી કરવી એજ ઈશ્વરને પ્રિય છે અને એજ ધર્મનું સિધાન્ત છે કારણ એક સ્થળે કહ્યુ છે કે:—

## શ્લોક.

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गत व्यथः
सर्वारंभ परित्यागीयो मद्भक्तः समे प्रियः ॥ १॥

અર્થ.—જે નિસ્પૃહ, પવિત્ર, દક્ષ રાખનાર, અપક્ષપાતી, મને પ્રસન્ન મળવાળો છે અને જેણે કર્મત્યાગી થઈને ભક્તિ માર્ગનો આશ્રય કર્યો છે, તેજ ઈશ્વરને પ્રિયછે.

એ શિવાય આ યુગની પ્રતિકુળતા અમારા સમજવામાં પરિપૂર્ણ છે! બાળલગ્ન ન કરતાં સ્વયંવર રચવો, પુનઃલગ્ન કરવાં, જ્ઞાતિઓના આ અસંખ્ય ભાગ તોડી વેદાન્તને અનુસરીનેજ ચાલવું, ભિન્ન પાખંડી ધર્મ ઉખેડી નાંખી માત્ર વેદનોજ પ્રસાર કરવો વિગેરે સહસ્ત્ર પ્રશ્નો અમારા હૃદયમાં રજની દિન રમ્યાં કરે છે; વળી હાલના તમામ શાસ્ત્રીને ખાનગી રિતે પૂછશો તો તેઓ આજ ઉત્તર આપશે; પણ બીજી રિતે વિચાર કરતાં અમે માત્ર શાસ્ત્રીઓજ શું કરિયે! જો અમે હાલ આવો સદુપદેશ કરવા માંડિયે તો અજ્ઞાન મંડળનો સમુદાય વિશેશ હોવાથી અમને સર્વ નાસ્તિક કહે, અમને કૂવાકુપ કહે, અમારૂં બૂંડૂં તાકે એટલુંજ નહીં પણ એમનામાંથી આટલો પણ અમે હાથ ઉઠાવી લઈએ તો કાર્મણકાર-(કામણ ટુંમણ કરનારાનું) પ્રબળ થઈ પડે જેથી અમારા પૂર્વજોનો પંથ નઠારો સમજ્યા છતાં અમે પણ તે પકડી રહ્યા છિયે;

નિકર આત્મા એજ પરમાત્મા; આત્મા રૂપી ભગવાન આજ્ઞા કરે, તેજ પ્રમાણે વર્તવું.

વિદૂષક—ઓ મારા બાપ! આ શાસ્ત્રીમહારાજને પણ કળિયુગનો વા લાગ્યા દેખું!

અપ્રલાતુન તથા રત્નપ્રભા--(નમન કરીને) શાબાશ શાસ્ત્રીબાવા શાબાશ! આપના રૂડા વિચાર પ્રમાણે વર્તનાર ઘણાજ પંડિતો જ્યારે આ ભલી ભૂમિ ઉપર થશે ત્યારેજ આ પતિત દેશ ઉદય પામી સર્વ દેશનો શિરોમણિ થશે!

વિદૂષક—કયાં શાસ્ત્રીબાવાને ઘેર શિરો પૂરી છે? એમ હોય તો ચાલો આજ ઠર્યા! ગંગા નાહ્યા!

શાસ્ત્રી—એવો કાળ હવે કાંઈ દૂર નથી; શાસ્ત્ર ભણનાર, ભણાવનાર, અને શાસ્ત્ર જ્ઞાતાની તુલના કરનાર હવે આવી રહેવા આવ્યાછે; સર્વનાં ચિત શાસ્ત્ર ઉપરથી ઉઠી ગયાં છે; ઉગતિ પ્રજા પણ શાસ્ત્રને માન આપે તેમ હવે દિસતું નથી; કારણ ઉગતિ પ્રજા અને પૂરાણિયો કોઈ સ્થળે એકઠા મળ્યાં તો પૂરાણી મહારાજની મશકરી કરી મૂર્ખ કરી કાઢવામાં તેઓ ચૂકતા નથી. અર્થાત સર્વ વાત તમને ગપ્પાંઉશ લાગે છે અને છે પણ તેમજ. વળી કળિયુગમાં પ્રસરેલ ભિન્ન પાખંડી ધર્મનાં બિજ હવે સડિ ગયાં છે, તેમને મુળ સ્થાનેથી ઉખેડી કોઈ પણ દિવશ નજરે ન પડે એમ અગોચર સ્થળે નાંખી દેવાં તે હવે ઉગતિ પ્રજાનું કામ છે, જે તેમણે વગર વિલંબે હવે માથે લેવું જોઈએ છિયે.

રત્નપ્રભા.--યથા યોગ્ય છે મહારાજ; સર્વ કૂથારા દુર કરી "સત્ય" એજ ધર્મ મનાશે ત્યારેજ આપણી સ્થિ

તિ સૂધરશે અને આપણે સૂખી થઈશું.

અફલાતુન.--શાસ્ત્રી મહરાજ! મારા મનમાં હાલ થોડા દિવશથી એવો વિચાર ચાલે છે કે જેમ આપે આપણી મધુમાલિતીને સરસ્વતીનો પ્રસાદ આપી શાસ્ત્રાર્થમાં નિપુણ કરી તેજ પ્રમાણે આપણા વર્ણસંકર તથા રૂપશંકરને આપે કરવા!

વિદૂષક.--પણ પ્રથમ બિચારા શાસ્ત્રી બાવાને પૂછો કે ન મારી માતુશ્રીએ કોઈ વાર સવા શેર સુંઠ ખાધી છે? ખાધી હોયતોજ "હા" ભણજો! નિકર "સૂણના ઓર સમજના સબસે બડી ચુપ" કરી બેશી રહેજો!

શાસ્ત્રી.--આપનો વિચાર સ્તૂતિપાત્ર છે; હું પણ તેમને ક્ષત્રીના કર્તવ્ય કર્મને અનુસરી જ્ઞાન આપીશ.

રત્નપ્રભા.--(અનુચરને) આપણા આ શાસ્ત્રી મહારાજને આપણા ખાનગી વિદ્યાલયમાં લઈ જાઓ, વળી વર્ણસંકર તથા રૂપશંકર બન્ને ભાઈ જ્યાં રમતા હોય ત્યાંથી બોલાવી લાવી તેમને હવે હવાલે કરો! જાઓ તાકીદે જાઓ!

અનુચર.--જેવી આજ્ઞા!

(સર્વે જાય છે).



# પ્રવેશ ૫ મો.

સ્થળ નગૃશેઠનું ખાનગી વિદ્યાગૃહ.

વિશ્રામમાં શાસ્ત્રી, વર્ણસંકર, રૂપશંકર વિગેરે.

શાસ્ત્રી.—વત્સ! આગમન કરો!

(બન્ને ભાઈ આંગળિયે વળગી આવે છે.)

વિદૂષક--રોળાવૃત.

જુઓ જુઓ જન જુઓ, પાંગે મૂર્ખેરે[1] પધાર્યા,
ભભકો ભાળી ભ્રાત, ધારશો પરિયો તાર્યા;
ટોપી કસબી દેવિ, સુંદર એક ફુમતુ સાથે,
એ'શો રખાવિ દીધ, ફ્રીધ બંગી વળિ હાથે. ૧
કોટ[2] લગાવી કોટડે, ઉપર ગલપટ્ટો નાંખ્યો,
લગાવિ જો ઘડિયાળ, તાલ કેવો કરિ નાંખ્યો:
નાગપોરિ ધોતિયું, વળી મોજાંજ લગાવી,
પે'રિ ચળકતાં બૂટ, લાકડી લીધિ મઝાની. ૨
અત્તર ઘાલી કાન, પાણી લવંડર છાંટયું,
કેશ વિશેશ ફુલેલ, છેલ બનવા ખિડુ ખાધું;
ચઢાવિ ચસમાં આપ, પધાર્યા પોતા પોતે,
પુછું ભણ્યા છો ભાઈ, કુયાંઇ નિશાળે કો'તે.:૩
છે સાથે લઘુ ભ્રાત, વાત તેની શી આદી,
ભણવામાં છે ચિત્ત, પ્રીત પુસ્તકમાં બાંધી;
પણ ફક્કડ આ લાલ, અક્કડ ખાળુ નિકળશે,
શીખા ટીકા અને, પટ્ટિકામાં નહિ વળશે. ૪

વળી--

શ્લોક.

मूर्खस्य त्रिणीचिन्हानी, शिखा टिकाच्च पट्टिका ॥

અર્થ--મૂર્ખને ઓળખવાનાં ત્રણ ચિન્હ હોય છે; તે એ કે પ્રથમ શિખા: એટલે લાંબા લાંબા વાળ રાખી અગર સ્ત્રી જેવો ચોટો રાખી, તેમાં રોજ રોજ સુગંધીદાર તેલ નાખવું, ટિકા: સાસરે જતી વખતે સ્ત્રી જેમ વારંવાર આંક્ષો ભુસી નાંખી ફેરી ફેરીને ઘણીજ સંભાળથી કરે

1 મૂર્ખ. 2 ડોક. 3 ડગલો.

એગ ઝિણા ટીકા કરવો, તથા પદ્ધિકાઃ ઘણી કાળજીરાખી છેવટે ટાંકણિયો પોચીને પણ પોતિયાંના બરાબર ગડી રાખવી તેઃ એ બધામાંનું એક પણ અપલક્ષણ આભાઈ સાહેબમાં અધુરૂં હોય એમ જણાતું નથી.

શાસ્ત્રી—વત્સ! કિયા કિયા વિષયમાં કુશળ થયા, શું શું શેષ્ય રહે છે તે સત્વર વિદિત કરો? પણ રૂપશંકરભાઈ પ્રથમ તમે મારી પાસેં આવીને જે કોઈ બાબતમાં સંશય રહેતો હોય તે જણાવો એટલે તમને સૂચવું તેનો પ્રારંભ કરો?

રૂપશંકર—પંચ તંત્ર, અષ્ટોપનિષદ, કૌમુદી વિગેરેનું અધ્યયન કર્યા બાદ નિચેના શ્લોકમાં કાંઇ સંશય રહે છે તે દૂર કરશોઃ—

श्लोक.

उत्तमः स्वगुणैः ख्यातो मध्यमश्च पितुर्गुणै ॥
अधमो मातुलैः ख्यातः श्वश्रूख्यातोधमाधमः ॥१॥

શાસ્ત્રી--અરે એતો કિંચીત માત્ર પણ કઠિન નથી; એમાં એમ કહ્યું છે કે પોતાના નામ વડે ઓળખાય તે ઉત્તમ જાણવો, પિતાના નામ વડે ઓળખાય તે મધ્યમ, મોસાળના નામથી ઓળખાય તે અધમ પણ સસરાના નામથી ઓળખાય તેતો અધમમાં પણ અધમ જાણવો. (વર્ણસંકર તરફ નજર કરીને) વર્ણસંકરભાઇ! તમે શું શું સમ્પાદન કર્યું છે, અને હવે તમારી શી વૃતિ છે તે જણાવશો?

વર્ણસંકર.—બંદાએતો અનંગરંગ અને કોકશાસ્ત્રનો ઘણોજ સરસ અભ્યાસ કર્યો છે; વળી ઇંગ્રેજી ભાષામાં પ્રસિદ્ધ થયેલ રેનલ્ડસના વર્ક તથા બોકેશિ

યો વિગેરે પુસ્તકનું પણ ઉમદા અધેઅન કરી નાંખ્યું છે!

વિદૂષક.—વાહ આતો કોઈ નામાંકિત પંડીત જણાય છે! પણ પડિતજી કહોતો ખરાકે એટલા નામજ ગો ખતાં કેટલાં વર્ષ થયાં હતાં?

શાસ્ત્રી.--અરે એ પવનુ ભાષા વિશે હું કાંઈ પ્રશ્ન કર તો નથી; પ્રશ્ન કરવાનું એટલુંજ તાત્પર્ય છે કે આપણી સૂખદાતા સંસ્કૃત માતાનો પ્રસાદ લેવા આપની કાંઈ ઇચ્છા છે?

વર્ણસંકર.--પ્રસાદ લેવાની ઇચ્છા તો છેજ નહીં; આપવા ની છે, છે મરજી!

વિદૂષક.--સાબાશ ઠિક ઉત્તર દિધો!

શાસ્ત્રી—ના ના; સંસ્કૃત ભાષાનું અધ્યયન કરવાની ઇચ્છા હોય તો સત્વર વિદિત કરો!

વર્ણસંકર.—ત્યારે એમજ ટુંકામાં કહોને! (જરાવાર વિચાર કરીને) આપણે કાંઈ ભણવાની તમા તો નથી પણ તમે જ્યારે ગરજ કરીને પૂછોજછો ત્યારે (ખુંજમાંથી કાગળિયું કાઢીને) લ્યો આ; અંદર લખેલ શબ્દના મૂળાર્થ આવડે તો શિખવો? માસ્તરે તે ગોખી લાવવાનું કહ્યું છે.

વિદૂષક.—અહા! ભણવા તરફ ભાઈ સાહેબની શી એ તમા છે! જાણે ભણી ભણીને શાસ્ત્રીનુંજ ઘર નહિ ભરે?

શાસ્ત્રી—(કાગળિયું હાથમાં લઈ વાંચ્યા બાદ) અરે આની શબ્દયોની તો ઘણીજ સુલભ છે! (ફરી નજર કરે છે) ૧ મોસાળ: ૨ માખી; ૩ તડબૂજ; ૪ ગોરમટી; ૫ શિમળો; ૬ કમળકાકડી. તમારી જીહ્વાએ સત્વર ચડશે માટે અનુ-

ક્રમે બોલો:—मातृ×शाला?

વર્ણસંકર—(વિચાર કરીને) मारा साळा?

વિદૂષક—વાહ! વાહ! પછી?

શાસ્ત્રી—ઊંહ ઊંહ; બોલો माक्षिका?

વર્ણસંકર—पक्षीखा?

વિદૂષક—હા આજ એકાદશી છે તે શાસ્ત્રીબાવાને ફરાળમાં ઠીક પડશે!

શાસ્ત્રી—(ભમરો ચડાવીને) વત્સ! प નો ઉચ્ચાર થાય છે કે म નો? સ્પષ્ટ રીતે બોલો કે म-क्षी-का?

વર્ણસંકર—मा-खी-खा?

વિદૂષક—(શ્રોતાને) વિલાયત જઇ એમ. એ. ડી. માં પાસ થઇ આવેલ આ ડાકતર જૂવો! લોકને માખીઓ ખાવાનો ઉપદેશ કરે છે! એમ નહિ એમ; બોલ કે मा-गी-खा? જેથી શાસ્ત્રીબાવા ખૂશી પણ થશે!

શાસ્ત્રી—(સેજ ઉગ્ર થઇને) બોલો त्ररम्बुन?

વર્ણસંકર—तूं हजून?

વિદૂષક—શાસ્ત્રીબાવામાં પણ કયાં માલ છે? બોલોને કે તારો બાપ અબૂઝ!

શાસ્ત્રી—વત્સ! સંસ્કૃતોચ્ચાર ઘણાજ લક્ષ સાથે કરવાના છે; તમે કેમ કાંઇ પણ તેમાં ચિત્ત આપતા નથી? બોલો गौरमृत्तिका?

વર્ણસંકર—गू-रु-म-गी-ना?

વિદૂષક—અહાહાહા! જોજો ભાઇ ગુરૂજીને આશિર્વચન દેવાય છે; એતો પહેલા દિવશનું મંગળાચરણ!

શાસ્ત્રી—( ગસ્સે થઇને ) વત્સ! એક પણ શુધોચ્ચાર

કેમ થતા નથી? બોલો હવે **शाल्मलि?**

વર્ણસંકર—**साला मालिन?**

વિદૂષક—હા! હા!! હે!!! જોજો ભાઈ જ્યારથી ભણવાને બેઠા છે ત્યારથી બિચારા ગુરૂજીના બનેવી થઈ પડવાનુંજ કરેછે! ખાસ કેમ્બ્રિજ કોલેજમાં[1] નોલેજ[2] મેળવી ડોલેજ[3] થઈ આવ્યા છે!

શાસ્ત્રી--ત્રાહિ! ત્રાહિ!! વત્સ! બાન તુલ્ય પણ શુદ્ધિ તમારામાં કેમ નથી? સરસ્વતિ અને આપ વચ્ચે આટલો બધો વિરોધ થવાનું શું કારણ હશે! વારૂ આ છેલ્લો શબ્દ રહ્યો છે તે શિખિ લઈ તમારી સ્મરણ પત્રિકામાં તે સઘળું ઉતારી લ્યો?

બોલો:—**कमलकर्कटी?**

વર્ણસંકર—**कमला नाककट्टी!**

વિદૂષક—વાહ! વાહ! બનેવી મટી હવે તો શાસ્ત્રીબાવાની એકની એક સ્ત્રી પણ નજરમાં ઘાલી!

શાસ્ત્રી.—(ક્રોધાવેશમાં આવી જઈ લપડાક મારીને) વત્સ! અદ્યાપી પર્યંત એક પણ શુદ્ધોચ્ચાર તમારાથી કેમ થઈ શક્યો નથી! તમારા બંધુ તમારાથી લઘૂ વયના છે તોપણ કેવું ઉત્તમ જ્ઞાન મેળવ્યું છે! કેવા વિચિક્ષણ છે અને કેટલા તિવ્ર છે! તમારૂં ચિત્ત મનેતો વ્યગ્ર લાગે છે! અધ્યયન કરવાનો આ અમુલ્ય અવસર તમને સાનુકુળ છે તોપણ તમે તે તરફ કેમ લક્ષ આપતા નથી? મ્લેચ્છ રાજ્ય થયા પછી સર્વ મ્લેચ્છ રિવાજ પસંદ કરે છે, મ્લેચ્છનું ખાનું ખાય છે, અને મ્લેચ્છ જેવાં વસ્ત્ર પહેરે છે પણ અરે તમારાં પૂર્વ

---

1 પાઠશાળા. 2 જ્ઞાન. 3 ડોળિયો.

જની કરણી તમે કેમ ભુલી જાઓ છો.

વર્ણસંકર.—(ગાલ પંપાળતાં ગુસ્સો કરીને) તમને ભણાવતાંજ ક્યાં આવડે છે?

વિદૂષક.—બિચારો ખરૂં કહે છે! કાન પકડીને બે ચાર લપડાક વધારે એંઓ કાઢોને? નિકર બંદાને આજ્ઞા કરો, આપણે તૈયારજ છિયે!

શાસ્ત્રી.—ઠીક છે કાલે વાત! આજ જેટલું શિખ્યા તેટલું અચૂક પાઠ કરજો!

વર્ણસંકર.—તમારી પણ કાલેજ વાત!

વિદૂષક.—પાઠ કરશે ઠાઠ કરશે કે ખાટે[1] કરશે; તળાવ ઘાટે[2]ઘડશે કે આપને ઘાટે[3] ફરશે; ઇશ્વર જાણે કે કિ વાટે વિચરશે! (શ્રોતા સામું જોઇને) શાસ્ત્રી બાવા પણ જોયા કે? અત્યાર સુધી ભણાવ્યા કર્યું અને જ્યાં ગૂરૂપત્નીનું અપમાન થયું કે બિચારાને લાગલી લપડાક મારી! વિર! વહુ વાતને પણ વ્હાલી હોય? પણ એમ નહિ; એતો આપણા ભાઇ સાહેબજ એવા છે!

કારણ:- અનુષ્ટુપ વૃત.

કોવચ બિ લઇ પ્રીતે, કસ્તુરી માંહ વાવશો;
ક્ષીર ધ્યાન ધરી રેડે, કોવચ બીજ પામશો! ૧
કથીર જો સુના ભેગુ, લાખ વર્ષ તપાવશો;
રૂપ કદી નહીં જાતાં, કથીર પાછું પામશો! ૨
ઘૂડ કાગ લઇ પોતે, પ્રેમે કરિ પઢાવશો;
મિત્ર નહી નહીં સાર, બોલતાં ફળ પામશો! ૩

(સર્વે ઉઠી જાય છે.)

---

૧ ખાટલે સૂવાડશે. ૨ કિનારો. ૩ ઘાટ=ચાતૂર્ય અર્થાત્ ઘરેણાની પેરે ઠાકશે.

# પ્રવેશ ૬ ઠ્ઠો.

## સ્થળ નગ્ર ચકલુ.

**વર્ણસંકર, કુંભકર્ણ, લંબકર્ણ, પંઢ, મૂંઢ, અને શંખ વિગરે.**

**વર્ણસંકર**—ગોઠિયાઓ! ચાલો આજ આપણે ઘણું કામ છે; સવારથી અત્યાર સુધી ઘેટા લડાવવામાં, ખબૂતર ઉડાડવામાં, અને પતંગ ચુકાવવામાં ગુંચાઇ જતાં આજ સવારમાં ઇલ્લાજી[1] કરવાનો વિચાર હું ભુલી ગયો; પણ ઠિક થયું તે સાંભર્યું; હવે એ કામ માટે તાકીદ કરો!

**વિદૂષક**—અહા! ન સાંભર્યુ હોત તો મારીને દુનિયાનો દાટ વળી જાત! ઇડરિયોગઢ જીતવો ખરો કની તે વળી હરખાઇને તાકીદ કરાવે છે!

**કુંભકર્ણ**—કાંઇ તું સૂઝે એમ નથી; પણ એકલા એકલા મનમાની ખ્હાર માર્યા પછી રોજ અમને તું ટલ્લા દઈ અમારી પાસે મજુરી કરાવે છે તે ઠિક નહીં, આજ જો બરાબર વચન આપીશ તોજ તારૂં કહ્યું માનવાના છિયે, નિકર આ ચાલ્યા અમારે ઘેર! (જવા માંડે છે)

**વિદૂષક**—(શ્રોતા સામું જોઇને) આ ખ્હાર શાની તે ભાઇઓ સમજ્યા કે? ઉગતિ પ્રજાએ હવણાં હવણાંમાં બાટલીઓનું સેવન કરવા માંડ્યું છે તેનીજ!

**લંબકર્ણ**—હા! મારે કાને પણ કાલેજ અમૂરે વાત આવ હતી કે વર્ણસંકર ભાઇ આપણા બેગણજી મર-

1 ઇલ્લાજી—હૂતાશિનીના વખતમાં કેટલાંક શેહેરમાં કાદવ કચરાનું એક બિભિત્સ પૂતળુ કરવાનો ચાલ છે.

ચાંજી ( બેજનજી મંચેરજી ) ની દૂકાનેથી ત્રણ નંગ લઇ, શરાબ પી પેલી સ્વૈરિણીને ત્યાં સારી રાત પડી રહ્યા હતા!

વિદૂષક--તમે લંબકર્ણછો જેથી તે બિના તમારે કાને જતાં અસુરરૂ થઈ ગયું એ ઠિક નહી; માટે બેન્ને કાન કપાવીજ નાંખો કે પાછળ ફરી પંચાતજ નહી!

વર્ણસંકર—અરે એ વાત બધી તમે કયાંથી જાણી! અરે એ વિતી હું નિરાંતે તમને કાલે કહીશ દરમ્યાન ચાલો હવે હુતાશિનીને માત્ર બે દિવસ આડા રહ્યા, જેથી આ સાલ ઇલ્લાજી કરવાનું કામ રહી જશે તો બધું વર્ષ બગડશે, ગામમાં રોગ ચાળો ચાલશે અને હોળકા માતાનો કોપ થશે જેથી તાકીદ કરો!

પંઠ.—અમારા તમામની માગણી કબૂલ કર્યાનું એક વાર વચન આપ પછી વાત!

મૂંઠ.--બરાબર છે! ઘણા દિવશથી આપણે રંગપાણી પામ્યા નથી જેથી ભાઇ આજ લાગમાં આવ્યા છે!

વર્ણસંકર.--ગોઠિયાઓ! તમે ઠાલી ચૂંથણ કરો છો! તમારો બોલ મે કયારે ઉથાપ્યો છે? જ્યારથી તમે કહ્યું કે ભણવામાં કાંઈ માલ નથી પણ તરવું, તંતરવુ, તસ્કરવું અને તરૂણી ગમન કરવું એ મારે વેદ વાકય છે ત્યારથી હું કોઈપણ દિવશ આડો ચાલું છું?

વિદૂષક.--અરે વાહરે તમારાં વેદ વાકય! ઉગતિ પ્રજાના વેદ પણ કેદ પમાડી ખેદ ઉપજાવે એવા દેખાયછે!

કુંભકર્ણ.--ગમે તો બ્રહ્માંડ તુટી પડે પણ મટન પાણીતો

આજ રાત્રે ઠરે એમ કરો!

વર્ણસંકર.-મારી એમાં ક્યાં ના છે? મારા બાપે તમામ ગુમાસ્તા અને મુનિમોને સખ્ત હુકમ કર્યો છે કે જેટલું હું માગું તેટલું વગર વિલંબે અને વગર પૂછે મને આપવું; પણ આપણે તો તમારા શિખવ્યા પ્રમાણે તસ્કરજ કરિયે છીએ કે ચોપડે નામ ચડે નહીં!

વિદૂષક.—ઉગતિ પ્રજા! ત્રાહિ ત્રાહિ! તમારાં પૂર્વજોનાં કૃત્ય મૂકી દઇ આ અધમ, નિંદ્ય તથા પાપી કામ શું કરવા લઇ બેસો છો!

શંખ.--(હાથ ખંખેરતાં પ્રવેશ કરિને) ચાલો ઇશ્વરજી તો તૈયાર થઇ ગયા! હવે દર્શન કરનાર ભક્તો આવે એટલી વાર!

લંબકર્ણ.--(જરા ગભરાઇને) અરે પણ પેલી તરફ જુઓ ઓ-વિશ્રુશર્મા શાસ્ત્રી આવ્યા જેથી બધું કામ કથળ્યું! હવે શું કરીશું?

વર્ણસંકર.--શેણે કામ કથળ્યું? ભલે આવવા દો! દર્શન કરશે તો એમના ભવની ભાવટ ભાગશે! પણ ચાલો આપણે સર્વ તેમના સામાજ જઇએ!

(સર્વે તે તરફ દોડી જાય છે).

---

# પ્રવેશ ૭ મો.

## સ્થળ હોળીચકલું.

વર્ણસંકર, લંબકર્ણ, કુંભકર્ણ, શંખ, મુંઢ, પંઢ, તથા વિશ્રુશર્માશાસ્ત્રી, વિગેરે.

વર્ણસંકર--ગુરૂજી! આવે અમુલ્ય સમયે આપ અત્રે પ-

ધાર્યા એથી હું ઘણો આનંદ માનું છું!

શાસ્ત્રી--યથાયોગ્ય વત્સ! કાલે સવારે જે સંસ્કૃતાચ્ચાર જી-
ભાગ્રે કરવાની મેં તને આજ્ઞા કરી હતી તે પ્રમાણે
વર્તિ મને તેનું શું અભિનંદન કરવા આવ્યો છું?

વિદૂષક--ના ગુરૂજી ના! એ તમામ આપની મહાપૂજા
કરવા એકઠા થયા છે; શિષ્ય ભાવે પુજા નહીં તો
પુષ્પાંજળી પણ આપશેજ; આપને કાંઇ ના કહી
પાછા કઢાય?

વર્ણસંકર--(માથુ ધુણાવીને) હાલ આ હુતાશનિના દિ-
વસમાં જુદા જુદા પ્રકારના હોળનાં દર્શન ક-
રવામાં મારૂં લક્ષ ગુંથાયું છે, માટે હવણાં
ભણવા ગણવાની માફી કરજોજ!

વિદૂષક—ખરી વાત છે! પુષ્ટી માર્ગ વાળા આવી રૂતુમાં
દર્શન માટે દોડાદોડી કરી મૂકે છે તેમ વર્ણસંકર
ભાઇ પણ કરતા હશે માટે તમારી માફક એઓ
કયાંથી નવરા હોય?

શાસ્ત્રી—ત્યારે વત્સ! શું તું ઇશ્વરની લિલા કરવામાં દિન
રાત્રિ નિઃમગ્ન રહે છે? કોઇ પણ રિતે તું ધ-
ર્માચરણમાં વળગ્યો એમ જાણી આજ અતિ
પ્રસન્ન થવાય છે! ચાલ તે સ્થળે મને લઇ જા!

વિદૂષક—મહારાજ! દર્શન કરતાંવાંતજ વૈકુંઠ પામશો
પણ સ્વર્ગનું વિમાન અભિમાનનું ભરેલું અને
અવળચંડુ હોય છે માટે ચેતતા રહેજો કે ઉડતાં
કરતાં તેની પાંખ વાગી કપાળમાંથી લોહી ન
નિકળે!

વર્ણસંકર—( શાસ્ત્રીને ઇલાજી પાસે લઇ જઇ તેનો પડ
દો ખસેડીને ) લ્યો મહારાજ! સુજ્ઞ પુરા ભા-
વથી, પરમ ભક્તિથી દર્શન કરો અને ચર્ણસ્પર્શનું

બરાબર પાંચ મણ ખજુર આપો?

વિદૂષક—અરે પાંચ મણે શું થશે? આ શાસ્ત્રીબાવા જેવા પૂર્ણ શ્રદ્ધાવાન યજમાન ફરિ ફરિને કોણ અને ક્યારે મળનાર છે? માટે પાંચ દસ ગાડાં માગી લ્યો?

શાસ્ત્રી—(ક્રોધાંધ થઈને) પંઢ, મુર્ખ, શ્વાન શરમ છે તને! ધિઃકાર છે તારી કરણીને! તુચ્છકાર છે તારી તરૂણાવસ્થાને! ત્રાહિ ત્રાહિ!! કુલઅંગાર ત્રાહિ! દૂષ્ટ તારાં આવાં કૃત જોઈ - મારૂં રૂદય દગ્ધ થાય છે! અધમ, પતિત ઉગતિ પ્રજા! ક્રોધ પ્રદિપ્ત તારાં કૃત્યને માટે તને ધ્યાનત છે! તને શરમ છે! તને ધિઃકાર છે!

વિદૂષક—ચાલો, ગુરૂ શિષ્ય વચ્ચે વળી ફરી ફોજદારી મંડાઈ!

વર્ણસંકર—કાલે નકામો તમાચો મારતાં કાંઈ શરમ આવી હતી કે? માટે શાસ્ત્રી (તેની દાઢી ઝાલીને) આજ તો જીવ ગયે પણ તને છોડનાર નથી?

શાસ્ત્રી—માર પડશે જાણી? (જરા ધિમા પડીને) વત્સ! એવું શું તમારૂં મેં હિત બગાડ્યું છે? એવો શો મેં તમારો અપરાધ કર્યો છે, તે મારી આજ સાઠે વર્ષે આબરૂ લેવા બેઠા છો? વત્સ! કૃપા કરી મને જવાદો?

વર્ણસંકર—(તેની દાઢી વધારે ખેંચીને) લુચ્ચા શાસ્ત્રી! અહીં આવ્યા બાદ પણ તેં અમને ગાળો દિધી, બેર પણ તેં લપડાકો લગાવી માટે--

શાસ્ત્રી—

**શ્લોક.**

**नमंति फलिनो वृक्षा, नमंति गुणिनो जना ॥**

शुष्क काष्टं च मूर्खाश्च, न नमंति कदाचन ॥ १ ॥

અનુષ્ટુપ વૃત.

નમે વૃક્ષ ફળો વાળાં, નમે ગુણીજનો અતી;
સૂકૂ લાકડું ને મૂર્ખો, નમૃતા ધરતા નથી. ૧

શંખ.--અરે હજુ પણ એ મૂર્ખો શાસ્ત્રી બોલ્યા વિના ર હેતા નથી; અને ઉડતો આપણને 'મૂર્ખ મૂર્ખ કરે છે માટે એતો એજ--

વર્ણસંકર, મંઠ, વિં--અરે હા! લગાવવા માંડો! (મારવા માંડે છે).

વિદૂષક.--હળવે હળવે! બિચારા ગુરૂજીનું ચામડુ બગડશે!

શાસ્ત્રી--(ભોંય ઉપર પડતાં પડતાં) અરે વત્સ! વ-રે-રે-રે-ઓ-! (બે હાથ વચ્ચે માથુ સંભાળે છે).

વિદૂષક.--અરે અરે અને ઓહો શું! આ અધિક માસ માં સવાલક્ષ બિલિની પૂર્ણ શ્રદ્ધાથી શિષ્યો મહા પૂજા કરેછે માટે આનાકાની કરી ના કહેવાય કે? (શ્રોતા સામું જોઇને) શાસ્ત્રી બાવા પણ સેજ ગાંડાજ કની? સંસ્કૃત શ્લોક બોલી ભિંત આ ગળ ભાગવત શું કરવા કર્યું જોયતું હતું તે ઠા લી માર ખાધો!

(શાસ્ત્રીના માથામાં બશેરેકનો પત્થરો વાગતાં લોહી ચતા ઘર તરફ જાય છે બાદ તે ટોળુ વેરાય છે).

—∞—

## પ્રવેશ ૮ મો.

સ્થળ ક્ષત્રિ ચકલુ

લખનચંદ, છપનચંદ તથા વર્ણસંકર.

(ટાંકણિયો ઘાલી તારો ચોટેલ માથા ઉપર લાલ

પાઘડી, શરીર ઉપર ગોઠો ચોડેલ અંગરખું, કપાળમાં કેસરનો મોટો ચાહ્લો, એમ કેડ બાંધેલ બે વાણિયા પ્રવેશ કરે છે).

છપનચંદ.--(અનાયાસ જોઈ મોટી બુમ પાડીને) અરે ભાઈ કોઈને તાર વાંચતાં આવડે છે કે?

વિદૂષક.--અરે એમ. એ. ડી. માં પાસ થયેલ આ નગર શેઠના પુત્ર મૂરખ તમે વળી આગળ કયાં જન્મ્યો છો? આપો એમને કે ઝટ લઈ વાંચી આપશે?

વર્ણસંકર.--(દોડતો પ્રવેશ કરીને) હા લાવો ઈંગ્રેજી હું ખુબ ભણેલો છું એક ઝપાટે મફત વાંચી આપીશ!

વિદૂષક.--આવા પરોપકારના કામમાં તમે કયાં પાછળ પડો એમ છે!

છપનચંદ.--ભાઈ સાહેબ ઝટ માંહલા સમાચાર કહો, અમારો સાત વાંઝિયા બારનો છોકરો આગબોટમાં બેશી કરાંચી ગયો છે!

વર્ણસંકર.--(તાર વાંચે છે):--

"Vingorla drowned; Dhapalchand escaped. Luggage lost.

(ઘણી વાર સુધી વિચાર કરીને)--
જુઓ ભાઈ એમાં તો એમ લખે છે કે વિંગોરલા આગબોટ ડૂબી ગઈ; ધપલચંદ ગુમ થઈ ગયા અને માલ બચ્યો છે.

વિદૂષક--અરે તમને વારિ જઉં રે મહાન પંડિત! તમારા આગળ કવિરાજ કાળિદાસ અને પાણિની પણ શા હિસાબમાં! કારણ:--

### ચામર છંદ.

હોય ના નિશાન મૂર્ખ પૂંછડુ ન હોયરે,
હોય ના લલાટ[1] ડાઘ જેહ મૂર્ખ કોયરે;
કામથી જણાય છે વિદ્વાન મૂર્ખ આદમી,
ઈંદ્રવાણિ[2] જાણિ પાણિ મૂકશો ન કામની. ૧

લપનચંદ--(ગભરાઈને) ભાઈ ફરી વાંચો ફરી! મેં તો એને ઘણાં નાણાં ખરચી ગઈ સાલજ પરણાવ્યો છે, હજૂ તો વહુ તેડવી છે, ઓ મારા બાપરે! હો! હો!! હો!!!

છપનચંદ--અરે બાયડી તો રતિ જેવી છે, અને આ શો ગજબ થયોરે મારા બાપ! હો! હો! હો!!!

વિદૂષક--(લમણે હાથ દઈને) ઓ મારા શેઠના દિકરારે સર્વ અક્કલના ફુટેલારે! હો!! હો!!!

વર્ણસંકર--(હાવકું મોં રાખીને) ભાઈ બનવા કાળ હોય તે પ્રમાણે બનેછે માટે હવે અફસોસી ન કરતાં બાઈને ધિરજ આપજો.

(બીજો કોઈ તાર ન વાંચે માટે ફાડી નાંખી જતા રહે છે).

---

૧ કપાળમાં. ૨ ઈંદ્રવાણિનો બ્હારનો દેખાવ જોઈ કોઈ મોહિત થએલ સ્ત્રીને સમજાવીને કહ્યું હોય કે તે તો માત્ર ઈંદ્ર વાણિ છે, ભાગવાથી ધૂમાડો નિકળશે, પણ હઠે ચડેલ સ્ત્રી જેમ ભાગવાથી મૂર્ખાઈ દર્શાવે છે તેમ મુર્ખ આદમી કરે છે. વિ. બીજી રિત પણ અર્થ થઈ શકે છે.

# પ્રવેશ ૯ મો.

## સ્થળ વર્ણસંકરનું દિવાનખાનું.

### વર્ણસંકર તથા સત્યવતી.

સત્યવતી--પ્રિય પ્રાણનાથ! પિયેર ગયે મને પાંચ પણ પળ નથી થઇ છતાં આપે કાંઇ જરૂરના કામ સર બોલાવી હોય એમ જણાય છે માટે શી આજ્ઞા છે તે ફરમાવશો?

વર્ણસંકર–સત્યવતી! વિવિધ ભાષાઓ શિખી વિવિધ જ્ઞાન મેળવી દરેક વિષયમાં તું કુશળ થઇ તે શું સ્વામીને ઠગવા માટેજ? મારી માગણી પ્રમાણે તારાથી જ્યાં સુધી થઇ શકતું નથી ત્યાં સુધી રાત્રિયે સો સો ઉઠબેશ કરવાની તારી સરત આજ ત્રણચાર દિવશથી તેં કેમ વિસારી મૂકી છે?

સત્યવતી.—સ્વામિનાથ! ગર્ભવાસના આખર દિવશ હોવાને લિધે આપે મારા તથા આપના નિર્દોષ બાળક ઉપર કૃપા કરી તેમ કરવું માફ કર્યું હશે ધારી એ પ્રમાણે વર્તવું મેં બંધ કરેલું છે; આપની ઇચ્છા હશે તે પ્રમાણે વર્તવા હું સદૈવ તતપરછું; મારો પ્રાણ પણ આપનાથી દૂર નથી;

વર્ણસંકર—સત્યવતી! કડવું કાવલુ અને મિઠું મિઠું બોલનારી તું ઠગારી નારી છું! કરેલ સરત પ્રમાણે વર્તવા હજી પણ તુ તૈયાર થાય છે પરંતુ મારી આજ્ઞા ઉલ્લંઘન કર્યાનો દોષ તારા ધારાવામાં લેશ માત્ર પણ આવે છે?

સત્યવતી.—પ્રાણ વલ્લભ! મારા પિયેરના તમામ દાગીના હાલને હાલ જોવાની આપ જે અપેક્ષા દર્શાવો છે તે મારાથી હવણાંને હવણાં કેમ બ

ને! મારા પિતા તે મને કેમ ખિરે અને મારાં ભાઇ બેન વગર અવસરે તે કેમ અહીં આવવા દે!

વર્ણસંકર.—મારી સાથે પરણ્યા છતાં, શાસ્ત્રની રૂઇએ મારી આજ્ઞામાં રેહેવાનો તને ફરમાશ થયા છતાં, અને તું મારૂં સ્વતંત્ર આદમી કહેવાયા છતાં તું મારી આજ્ઞા ઉલ્લંઘન કરે ત્યારેતો સિમા વળી; બરૂં છે; સત્યવતી ટળી અસત્યવતી થવું તે વળી ધણીને ખૂશ કરવા તે તારાથી કેમ બને? તારી નાજુક કાંતી અને તારૂં નમ્રપણું હવે મારે કયાં સૂધી લક્ષમાં રાખવું? અને તારાં ભાઇ બેનની શિખવણી ઉપરથી દુઃખી થઇ મારે આ પ્રમાણે કયાં સૂધી હેરાન થવું?

સત્યવતી.--પ્રિય પતિ! આપના આગળ તે કોઇને કોઇપણ રિતે વિશેશ ગણતી નથી; ગમે તેટલાં તે મને વ્હાલાં હોય, ગમે તેટલું મને તેઓ ઘરેણું લુગડું પેરાવે, ગમે તેટલી મારા ઉપર તેઓ પ્રીતિ રાખે પરન્તુ એક નિમિષ પણ આપનાં ઉગ્ર ચક્ષુ આગળ તે સઘળું રદ છે; સ્ત્રીનું સુંદર રૂપ, સ્ત્રીનો શ્રૃંગાર, અને સ્ત્રીની કીર્ત્તિ એવે સમયે લાજે છે!

વર્ણસંકર.--(પોતે બધુ સમજે છે એમ દર્શાવવા મોં બગાડીને) અહાહાહા! બોલવાની લાવણ્યતા તરફ નજર કરતાં તો એમ ભાસે છે કે માત્ર પાતિવૃત શિવાય અન્ય કશું તને પ્યારૂં નથી! પણ અરે! પ્રદેશ ભટકનારા, શિત, શરદ અને ઉષ્ણ રૂતુના વિષમ ઝપાટા ખમનારા, અરે ભડતર ગણાશ સેંકડો ભર્તારો આ બાબતમાં કેવળ ભૂલા

નો થાય છે! અરે તે નિરઅપરાધી, આ ગંભી
ર વિષયમાં નિઃસંસય ગોથાં ખાય છે અને ઠગા
ય છે; અંધારામાં જતાં બિહનારી, કીડી મારતાં
સારો દિવશ અપવાસ કરનારી નારિયો મનમાં
આવેલ, મોરચો મારતાં છંછેડેલી નાગણથી પણ
નઠારી છે; પાણીમાં રહેનારી જળોથી પણ ભૂંડી
છે! કે જે પોતાનું કામ થતાં જીવ ઉપર આવી
પડતી નથી એટલો પણ તેનામાં દયાનો અંશ
હોય છે; ખરે તેમને બે કાળજાં હોય છેઃ એ
ક સેજ કરૂણાવાળું તો બિજું અથાગ ક્રુરતાથી
ભરેલું!

સત્યવતી.--પ્રિય પ્રાણ! આટલો બધો સ્ત્રિયો ઉપર આ
પને અભાવ આવી જવાનું શું કારણ છે?

વર્ણસંકર. (માથું ધુણાવીને) અરે તે બધાં ચરિત્ર હું સા
રી પેઠે સમજું છું! પ્રદેશ વસનાર ધણી એમ
જાણે કે કરકસર કરી ગમે તેવું હલકું પાતળું
ખાઈ પેટ ભરી બે પૈસા બચાવી ઘેર મોકલું તો
સ્ત્રી તથા છોકરાંને કામ લાગે; પણ તે બિચા
રાને એટલી ખબર પડતી નથી કે તેના ગયા
પાછળ તો રોજ એ નવેનિધ માંડે છે, અને તે
ને કશાની પણ તમા રહેતી નથી! તેમાં વળી બ
ણિલીનાં તો મોંજ બાળો! ગમે તે રિતે ડાહ્યલા
ડાહ્યલા શબ્દ બોલી ધણીનું મન રિઝવી પછી
મનનું ધાર્યું કરે! અરે એમાંની એક તૂં મારે ક
રમે ક્યાંથી ભાગી?

સત્યવતી.—પ્રિયતમ! સેજ સાદા વિષય ઉપરથી આપ
આટલા બધા ક્રોધમય શું કરવા થાવ છો? એ
ક સાધારણ મુદ્દા ઉપરથી આટલું બધું કહેવા

નીજ જો આપને તસ્દી પડી હશે તો આવતી કાલ મારા પિતાની ગમે તે પ્રકારે આજ્ઞા લેઈ આપને સર્વ દાગીના બતલાવીશ; પછી કાંઇ? આપની વિશેષ ખાત્રી માટે એટલું પણ તેની સાથે કહેવાની જરૂર જણાય છે કે પુરૂષના સુખ દુઃખમાં ભાગ લેનાર, ઘરનો કાર્યભાર કરનાર, સદૈવ સદાચરણ પાળનાર, સૃષ્ટીની વૃધ્ધિ કરનાર, અને ઘરનો શ્રંગાર સૂપાત્ર, સ્ત્રીજ છે!

વર્ણસંકર.—(ગૂસ્સે થઇને) ચાલ દુર ખસ! દુર!! જોયું તારૂં ડાપણ! વળી ભણી એટલે લાંબુ લાંબુ ભાષણ કરી ધણીના સામું બોલતી થઇ!

(ધક્કા મારી દિવાનખાના બ્હાર કાઢી કમાડ વાસી દેછે).

સત્યવતી.—(બ્હાર ઉભી ઉભાં સ્વગત) અરે મારી પણ ભૂલ થઇ કે તે રિસનાળવાને મેં અત્યારે છેડયું! પરન્તું મારો એમાં શો દોષ છે? મારા પિયરના તમામ દાગીના જે જોવા માગેછે તે મારાથી કેમ લવાય? સત્યવતી પિતાના ઘરમાંથી ચોરી કરી આ યૂગની સ્ત્રિયો માફક શું અસત્યવતી થશે? કદી નહી!! અરે વળી તે શા ઇરાદાથી જોવા માગે છે તે ઇશ્વર જાણે! કુબજા ભાભીને માટે કે પેલી રાંડ સ્વૈરિણીની ખાતર! પણ ચોખ્ખું કરવા જતાં કામ કથળે અને વળી વિશેશ વેદના પામું! માટે હાલતો જે કરે તે કરવા દેવું, કોટી ઉપાયે પણ આજ્ઞા ઉલંઘવી નહીં એજ સિધાન્ત રાખવું તો કોક દિવશ પણ ઠેકાણે આવશે; અરે તેવી રિતે કરતાં પણ મારૂં મન માનતું નથી; માત્ર ખાનદાન અને કૂળવાન જોવામાં મારાં માત પિતાએ કેવી ભૂ

લ કરીછે! કેવી ઠોકર ખાધી છે! કેવાં ઠગાયાં છે! એક દૃષ્ટ રૂઢી રૂપી ચાલતો આવતો ગાડરિયો પ્રવાહ જ્યાં સુધી બંધ નહિ પડે ત્યાં સુધી મારા જેવી સેંકડો ભાગ્યહિન અનાથ સ્ત્રિયો રખડી રખડી અને ઝૂરી ઝૂરી મરશે! પણ હાલતો ઇશ્વરેચ્છાને સ્વાધિન થયા શિવાય ઉપાય નથી; પણ લાવ એક વાર બોલાવી જોઉં અને બોલે તો ગમે તે પ્રકારે અત્યારે મન મનાવી પાછી પિયર જાઉં કે મારા ઉપરની રિસ બિલ્કુલ ઉર કાઢે નહીં! (ચાસન) પ્રાણાધાર! પ્રાણ રક્ષક!! મને ક્ષમા કરી એક વારતો ઉધારો! હું શું આપનાં રકત ચક્ષુને પાત્ર છું? કોક સમયે પણ મારા પ્રતિ આપના તિરસ્કાર અને અભાવને લિધે આપને વિમાસવું પડશે, જેથી એક વારતો ક્ષમા કરી ઉત્તર દો!

(જવાબ ન મળ્યો એટલે):—

**શ્લોક.**

क्षणे रुष्टा क्षणे तुष्टा, रुष्टातुष्टा क्षणे क्षणे ॥
अव्यवस्थित चितानां, प्रसादोपि भयंकर ॥ १ ॥

અર્થ.—ક્ષણમાં રૂઠે અને ક્ષણમાં ત્રૂઠે એવાં અવ્યવસ્થિત ચિતવાળાની કૃપા પણ ભય ભરેલી છે.

(નિરાશ થઇ જાય છે.)

વિદૂષક.—(પડદામાંથી પ્રવેશ કરિને).

**ગીતિ.**

રસીક નરને નરસી, નરસા નરને દઇ રસિક નારી;
બ્રાળે તું વીધાત્રી, તારી ખામી સદૈવ દુખકારી! ૧



# પ્રવેશ ૧૦ મા.

## સ્થળ નગ્રશેઠનું સરસ્વતિ મંદીર.

નગ્રશેઠ, રત્નપ્રભા, રૂપશંકર, વર્ણસંકર, બબૂચક, કૃષ્ણજી, તથા ઘરનાં ચાકર નફર વિગેરે.

નગ્રશેઠ.—(ક્રોધમય થઈને) ગમે તે રિતે પણ એ બાબ તનો તપાસ કરવો ઘટે છે! શું દસ હજાર રૂપિયાની હિરાની વિંટી ઘરમાંથી જશે અને કોઈને પણ કહેવાશે નહિ કે? ઉડતો ચોર શું કોટવાળને હંડશે કે!

રત્નપ્રભા.—એમાં શો શક! આજ દસ હજારની ચોરી થઇ તો કાલે વિસ હજારની થાય! ડોશી મરવાનાં ભય કરતાં જમ પેષવાનો વિશેશ ભય છે! માટે ચાલો ઘરનાં તમામ ચાકર નફર એકઠાં કરી સત્વર તપાસ કરો!

વિદૂષક.—હા; લોઢાના ચોણા ચવરાવો; અગર તેલની કઢા તપાવો, પ્રથમ તે વર્ણસંકરભાઇને બતાવો, અને ના માને તો બંદા પાસે લાવો!

રૂપશંકર.—હા; પ્રથમ ઘરના આદમીથીજ તપાસ જારી કરો કે ચાકર નફરને બોલવાનું ન રહે!

બબૂચક.—(લાંબા લાંબા હાથ કરીને) તે શું કુંડું કથરોટને હસશે કે? તમારે ઘેર ભણવા રહ્યો તે માટે મારે માથે એવાં આળ ચડશે કે? મારૂં નામ દિધું તો ખબરદાર! માથુ ફોડી લોહી કાઢી સર્વને છાંટીશ!

વિદૂષક.—(આગળ આવીને) લે પત્થરો આપું? તું અને તારા બનેવીના ભાઇ વર્ણસંકરે તે વિંટી નથી

ચોરીતો કિયા તારા કાકાએ ચોરી છે?

કુબજા --મારા જેઠનું, મારૂં, અગર મારા ભાઈનું જો કોઈએ નામ દિધું છે તો તેનાં નામનાં છાજીયાં લઈશ? તમારા ધાનના લોચા માટે મારો ભાઈ માથું ખંજવાળી તમારા બોલ સાંખશે કે? અને તમે જુઠું આળ ચડાવશો તે સાંભળી રેહેશે કે?

વિદૂષક.—આજતો નહિ બચે પણ પેલા ફોજદારને વ્હાલ આવશે તો હાલ હાલ બેડિયો તો જડશે!

વર્ણસંકર.—( સર્વ ઉપર આંખો કાઢીને ) હજૂ સુધી તમે મને ઓળખ્યો નથી? મારૂં, મારી ભાર્યા-નું અને તેમના ભાઈનું જો કોઈએ નામ દિધું છે તો તમામનાં માથાં કાપી તેનું તોરણ કરીશ!

વિદૂષક.--જૂઓ ભાઈ! સિંહ ગર્જના થઈ હવે! ઉગતિ પ્રજા માત પિતાના માથાનું તોરણ કરે છે! ધ ન્ય છે તારી પૂત્ર ભકિતને! ધન્યછે તારા જ્ઞાનને!

કૂબજા--( દાંત કકડાવીને ) તમારાં મડદાં ઉપર પણ વેર લઊં એવીછું, સાત બ્રહ્માંડમાં પણ ડંશ કદી ભૂલનાર નહિ માટે યાદ રાખજો એકે એ-કના ચૂરા કરીશ!

રત્નપ્રભા--પહેલેજ ફેરે આટલું બધું તડ તડ કોના સામું બોલે છે? નાને મોંએ મોટું બોલતાં જરા પણ શરમ આવતી નથી? કોણે તારૂં, તારા જેઠનું કે તારા ભાઈનું નામ દિધું છે તે આટલી બ-ધી કુગવા મંડીછું?

વર્ણસંકર.--તારા વ્હાલા છોકરાએજ કહ્યું કે "ઘરનાં મા-ણસોથી તપાસ કરો" જે અમે નહિ તો બિ-જું કોણ?

વિદૂષક.—છિંક ખાતાં પણ ચોરનાર પોતાના ઉપર શક

લઈ જાય છે! તે દિવશે આખી રાત પેલી સ્વૈરિણીને ત્યાં જાઈ સાહેબ મઝા મારી આવ્યા તે આજ મ્હોંકાણ હશે!

અબૂલાતુન--અમે તો તારૂં નામ પણ મુદ્દલ લેતાં નથી; તેમ છતાં શંકા ખાઈ માથે ઓઢી ધૂમવું હોય તો તારી મરજી!

વિદૂષક.--આ ડોસો પણ પાકો ઉસ્તાદ દેખાય છે; મર્સમાં ને મર્મમાં પરમ ઘાણ વાળે છે!

રત્નપ્રભા--મોટો છે પણ મરનું જરાએ ભાન છે!

વર્ણસંકર.--ચૂ, ગો, ડેમ, બાબસ્સિ?

( લાત મારીને નગ્નશેઠને ફેંકી દે છે, રત્નપ્રભાને ચોટલો ઝાલી ખેંચે છે તથા ચાકર નફર વચમાં પડતાં પણ છોડતો નથી ).

વિદૂષક--( આઘો ઉભો ઉભો ) એ વાસ ફરતી? જૂઓ આજ જ્યેષ્ટ પૂત્ર નગ્નશેઠની પગ ચંપિ કરે છે! બાપડીની રીસ મા બાપ ઉપર કાઢી! ( કાખલી કુટીને ) હારા ખૂબ ધી ખાધું છે! પણ અરે આ ઉગતિ પ્રજા જૂઓ? ભાગ્યા તૂટ્યા બે ત્રણ ઇંગ્રેજી શબ્દ ગોખી માવિતરોની ઉગતી પૂજા કરે છે! અરે! કોઈ છબી પાડનારે આ ઘડી આવી પહોચી આ તમાશાની છબી પાડી "જે છોકરાં બગાડે તેના આ હવાલ" એ પ્રમાણે મોટે અક્ષરે લખીને તે ઘેર ઘેર મોકલવી જોઇએ!

અબૂલાતુન—(ભોંય પડયાં પડયાં) અરે મુર્ખાએ લાત મારી તેથી મારી તો આંખ ફુટી! અરરરરરર! (વેદના દર્શાવી સાંસલા ખાય છે).

રત્નપ્રભા—(નિખમાં પડે પડે) અરે મારોતો હાથ ભાગ્યો!

રૂપશંકર વિગેરે કેમ કોઇ જણાતું નથી તેમને તો કાંઇ વાગ્યું નથી?

વિદૂષક—વધારે મારશો જાણી બોલવામાં હવે કેવાં સાવધ રહે છે; પ્રથમથીજ એવાં સાવધ રહ્યાં હોત તો આંખ ફુટત અગર હાથ ભાગત!

ઉપેંદ્રવજ્ર

લઘૂ વયેથી નહિ લક્ષ રાખો,
કહો પછીથી નવ થાય શાખો!
હવે તમે વીર વર્તો વિચારી,
(ચંદ્રશંકર) વળી થશો જગત વિશે નઠારી. ૧
અમો વિચારી ભણતાં લડાવો,
નહીં કદી ભાત મુખે ચડાવો;
થશે સદાએ કુળ એપિ સારૂં,
નથી બિજો માર્ગ વિશેશ આરૂં. ૨

અકુલાતુન—ભાઇલા રૂપશંકર કયાં ગયો? તને કાંઇ વાગ્યું તો નથી?

વિદૂષક—અરે ગાંડો હાથી ધૂમે ત્યાં કોણ સામું રૂમે! જુઓ બધાંએ બારણાં વાશી લાકડાં ભરવાની પેલી કોટડીમાં ભરાઇ ગયાં છે!

વર્ણસંકર—(કોટડીની બ્હાર ઉભો ઉભો જાળીમાંથી પોતાના ભાઇને) આવ તો ખરો સામો? આ બધા કજીયાનું કારણજ તું છે! મારી ભાભીને રોજ દુઃખ દે છે; માટે નિકળ મેદાનમાં?

વિદૂષક—અરે એ બધાં ઉપર ફોજદારો ગાંડ ફોજદારો! હવણાં તો મારીનેજ ફરિયાદ કરવાનો વખતછે!

(થોડી વાર પછી સમાધાની થતાં સર્વે વેરાઇ જાયછે.)

પ્રથમાંક સમાપ્ત.

—oOo—

(પાત્રની ગોઠવણ થાય ત્યાં સૂધી રંગભૂમીમાં ઉભો ઉભો વિદૂષક ગાય છે):—

નાથ કેમે ગજકો બંધ છૂડાયો. એ રાગ.

સ્નેહી સહુ સંતાનને ન ચડાવો,
વર્ણસંકર વિશ ગાઈ ધ્રાગ્યો; સ્નેહી.
સૂવર્ણ કટકો મૂખમાં ધરતાં, ભણવા વખતે ભણાવો;
કાળ અમુલ્ય કહિ વ્યર્થ જાએ, અવગૂણ એમાં ઘણાએ.
સ્નેહી. ૨
દેવાં કરીને માત પિતા સહુ, પક્ષાં કરિ પરણાવો;
એથી આધક જરૂરનું એ છે, "બાળક ખૂબ ભણાવો."
સ્નેહી૦ ૩
હરે પિવાની આદત ટાળી, નિતિની ખાણો ખણાવો;
સોબત સારી વિરે ન વિસારી, જ્ઞાનનો મ્હેલ ચણાવો.
સ્નેહી૦ ૪
દૂખ દરિયામાં દેશ ડુબે છે, હાત્રિ, ધારિને, બચાવો;
જનમ્યાનું સાર્થક એથીજ થાશે, એજ લેવાનોછે લ્હાવો"
સ્નેહી૦ ૫
ભર્તખંડની ભારે આશાઓ, પાર પાડે આ પ્રજાઓ;
સફળ થાયે સ્નેહિ શ્રમ અમારા, પંડિતમાં જો ગણાઓ.
સ્નેહી૦ ૬

—∞—

# અંક ૨ જો.

—◇◇◇—

પાત્ર.

અકુલાતુન.................................ઈંદ્રપૂરીનો નગરશેઠ.
રત્નપ્રભા....................................તેની સ્ત્રી.
વર્ણસંકર...................................તેમનો જ્યેષ્ટ પૂત્ર.
રૂપશંકર......................................તેનો નાનો ભાઈ.

અફીણજી
નિંદ્રજી } ............................મણિપૂરના ગરાશિયા.
ગડાકુજી

કાણા બારોટ
ચાવળા બારોટ
કુંભકરણ બારોટ } ....................ભવાનીપૂરના ચારણો.
શંખ બારોટ

ગપોડીદાસ
મખ્ખીચુસભાઇ
મૂળચંદ
ટેકચંદ } ..................................પૂરવાસિજનો.
લંપટદાસ
લાલચુરામ



# પ્રવેશ ૧ લો.

## સ્થળ નગરશેઠનું દિવાનખાનું.

અફલાતુન, (પછીથી) રત્નપ્રભા, સોકોનું એક ટોળું

તથા રૂપશંકર.

અફલાતુન—(છપરપલંગ ઉપર પડયા પડયા સ્વગત)

અરે પ્રભુ! હવે તે શું કરવું! અને આ કષ્ટ તે કોને કહેવું! અરે પેટ પાકયું ત્યાં કયાં પાટો બાંધવો! અહા! આજથી થોડાંક વર્ષ ઉપર મારી કેવી નિશ્ચિંત સ્થિતિ હતી! અને આજે કેવી ઉલટીછે! અરે સંતાનની બાબતમાં તો હું કેવળ નિર્ભાગી થતો જઉ છું; નાનો કવચિત નસિબદાર નિકળશે પણ મોટાના નામનું તો આંબળા જેવડુ જ! અરે એ દુષ્ટ કેવાં કેવાં અધમ કામ કરે છે! મૂર્ખને ભણાવવા શાસ્ત્રી રાખ્યા તો તે બિચારાને માર મારી છ મહિનાને ખાટલે સૂવાડયા! ભણવામાં તો તેને મુદલ રસજ પડતો નથી, અને આ અમુલ્ય અવસર તેને અધ્યયન કરવાનો છે; કારણ—

ગીતિ—

વિદ્યા જો લઘુ વયમાં, ધન મધ્યમમાં ધર્યું નહીં કાંઈ;<br>
કિર્તિ શ્રીજી વયમાં, ચૂકયો કરશે પછીથિ શું ચાહી. ૧

અરે! એ દુષ્ટ એ શાસ્ત્રીબાવાનેજ મારીને ઘેર આવ્યો હોતતો મૂળ નાંખી! પેલી મદનકુંવરને કાંઈ અટકચાળુ કરતાં તેણે તેને ગાળ દિધી હશે જે ઉપરથી તેને પણ માર મારી તેના ઉપર એસીડ છાંટયું જેથી તેનું શરીર બળયું; તેના ધણિયે વળી ફરિયાદ માંડી, પણ ન્યાયાધિશે જેમ તેમ કરી ફૂળની ગાઝા રાખી; અરે એથી જ

દે કુકર્મ કરતાં પણ તે કયાં અટકેછે? પેલા લપનચંદનો છો કરો આગબોટ ડુબતાં બચી ગયાનો તાર આવ્યો હશે તે તેણે જાણ્યાં જોઈને ખોટા વાંચી હૈયાફુટાએ ફજેતીના ફાળકા કર્યા! વળી ત્યાંથી આવી ઘરમાં કંકાશ કરી મને અપંગ કર્યા તથા તેની માનો હાથ ભાગ્યો! હવે તે આ દુઃખથી કુવો કે હવાડો કરૂં! શું કરૂં?

વિદૂષક.--(પ્રવેશ કરીને) શેઠજી, હાથનાં કર્યા હૈયે વાગ્યાં છે! તે દિવશે બંદાએ કહ્યું નહોતું કે તેને ઝાઝો ન ચડાવી નઠારાં છોકરાંની સોબત મૂકાવો! પણ હવે તો છોકરો તે છો-ક-ર-વા-નો! ઉગતિ પ્રજાની આવી રામણ તો ઘેર ઘેર સમજવી!!

રત્નપ્રભા.--(પ્રવેશ કરીને) સ્વામીનાથ? આપનું કમલ વદન આટલું બધું ગ્લાની પામેલ કેમ દિસે છે? તેમજ આટલા બધા ઊંડા વિચારમાં ગર્ક થવાનું તથા નિશ્વાસ નાંખવાનું શું કારણ છે તે કૃપા કરી જણાવશો!

અફલાતુન --(ફરી નિશ્વાસ નાંખીને) પ્રિયા! કાંઈજ નહિ; નિશ્વાસ નાંખી શોચ કરવાનું કારણ તું કયાં સમજતી નથી! વિપ્રિત કાળ તેં કયાં અનુભવ્યો નથી! તથા વિચિત્ર પુત્રનાં વિચિત્ર પરાક્રમ તારાથી કયાં અજાણ્યાં છે?

વિદૂષક.--શેઠજી, હજુ નહિ ચેતોતો તમનો વિચાર જગતમાં મોટી નામના કરવાનો છે; વર્ણસંકર નામ સારી આલમમાં તમો મશહુર કરવાના છે માટે હજુ પણ વખત છે. કારણ--

**નારાચછંદ.**

ઉપાય રોગનો કર્યો ન જોમ ખોળતાં કદી,

વિકારનો પ્રસાર થૈ વિચારતો જશે પડી;
વરાળ યંત્ર[1] હાંકતાં કસોજ થાય જે ઘડી;
ઉપાય ન કિધો હજાર ડૂબશે જનો પડી! ૧

રત્નપ્રભા.--પણ અરે એટલો બધો શોચ કરી મરિયે એવું શું કારણ છે? હોય બચ્યાંછે;નાનપણમાં તે ઉછાં છળાંજ હોય તો! માંચીમાંના બાકાણ જેવાં શા કામનાં! તેમાં નાનપણમાં જેમ વધારે તોફાની અને વધારે ફરંદો તે મોટપણમાં ઘણોજ શાન્ત અને બુદ્ધિશાળી નિવડે છે; વળી જગતમાં ઈશ્વરે શું સંપૂર્ણ કર્યું છે!

મનહર છંદ.

સોનામાં સુગંધ નહિ, શેરડીને ફુલ નહિ,
ચંદન પાદપ[2] વિશે, પુષ્પ[3] ન તે શું કર્યું!
વિદ્વાન રાજાને નહિ, આયુષ્ય અધિક આપ્યું,
ગુલાબ સુવાસ મુકી, સૂળ સૂળ[4] કયાં ધર્યું?
શિતળ શશી[5] વિષે જો, લાચ્છન કયાંથી લગાડયું,
કસ્તુરી કાળી કયાં કિધી, સાબર[6] સિંગુ ભર્યું!
અપુરણ કિધુ આમ, ગરવ સરવ નામ,
રહે નહિ ભગવાન, જેથી ન પુરૂં કર્યું! ૧

વિદૂષક.--ત્યારે તે દિશશેતો માત્ર હાથ ભાગે સરચું હતું પણ હવે તો આખુંએ શરિર ભાગવું હશે!

અકૂલાતુન.- ત્યારે કાંઈ નહિતો હવેથી ચેતી તેને નઠારી સોબતતો મુકાવવીજ જોઈએ છિયે; કેમ વારૂ?

૧ આગબોટ.
૨ વૃક્ષ. ૩ ફુલ. ૪ કાંટા રૂપી સૂળ. ૫ ચંદ્ર. ૬ સાબરને નાજુક કાંતિ આપી ત્યારે માથે સિંગડાનું ઝાડનું ઝૂડ આપી ભરી દિધુ.

રત્નપ્રભા.--યથાસ્થિત છે! કારણ "જોણે શાન અને વિશે વાન" જે કહેવાય છે તેમાંનું તો કશું પણ ભામ હજુ સૂધી તેનામાં દેખાતું નથી!

વિદૂષક.--જંહાતો અત્યારથીજ એની હાથ પગ ધોઈ જો સ જોઈ કહે છે કે કોઈ તેને ગાંડાની ઇસ્પિતાલમાં મૂકી આવો!

અબૂલાતુન.--અરે એ બધી વાતતો ઘેર ગઈ પણ સોબત તેવીજ અસર એતો ખોટું નથી કારણઃ--

શિખ્રિણી વૃત.

પડે પાણીનું જો, ટપકુ રકત[1] લોઢી પર અરે,
નિશાની ના રે'શે, પણ કમળમાં તે કહિ ઝરે;
મહા મોતી જેવું, અતિ સરસ દીસે પણ ખરે,
પડે સીપોમાં જો, જરૂર નિર મુકતાફળ[2] મળે! ૧

રત્નપ્રભા.--સત્ય છે; સોબત પ્રમાણેજ અસર. (રસ્તા તરફ દૂર નજર કરીને) અરે! પેલી તરફથી લોકોનાં ટોળે ટોળાં આપણા તરફ દોડતાં આવતાં હોય એમ દિસે છે તે શું હશે? શું મોટી આગતો લાગી નહિ હોય? શું ધાડતો પડી નહિ હોય? અરે જળ પ્રલયતો નહિ થયું હોય? અરે શું થયું હશે?

વિદૂષક.--(દૂર દ્રષ્ટી કરીને) હા અલ્યા! શાક જેવી નજીવી બાબત માટે લાડુભટ્ટ જમવા બેઠેલ ભર પંગતમાં જેમ મોદક યૂદ્ધ મચાવી મૂકે છે તેમતો નહિ કર્યું હોય?

(ગભરાટ ભરેલ લોકનું ટોળુ પ્રવેશ કરે છે).

લોક સમૂહ.—(હાંફતાં હાંફતાં) ફરિયાદ! ફરિયાદ!! મણિપુર

---

૧ લાલચોળ તપાવેલ તવો, અગર તાવડી. ૨ મોતી.

ના જાડેજા ગરાશિયા અને ભવાનીપુરના ચારણો વચ્ચે જમીન સંબંધી સાધારણ તકરાર ઉપરથી એક મોટું યુદ્ધ થઇ પડયું છે! વચ્ચે જનાર પારસપરના લોકને તેઓ કાપી નાંખે છે; મણિપુરનો થાણદાર વચમાં પડવા ગયો તો તેને અને તેના તમામ સિપાઇ સફરાને તેમણે કતલ કિધા! કૈલાશપુરીના રાય પાસે આ બિના જાય બાદ ત્યાંથી કુમક થાય તેને તો હજુ કેટલોક વખત જોઇએ! આપ પરદુઃખ ભંજન નગરશેઠ છો; જેથી આશપાશનાં મેવાશી નગરમાં આપ સર્વના શિરોમણી છો; તે નગ્ર ભાયદોનું હોવાથી રાજા શિવાય અન્યથી વચમાં પડી શકાય તેમ નથી પણ તેમ કરવા રાજ્ય તરફથી આપને તો છુટ છે; વળી બન્ને પક્ષકારો પૈશાની બાબતમાં આપના મારેલા છે જેથી આપનું વેણ તેઓ ઉથાપનાર નથી; જેથી નગરશેઠની રૂઇએ પણ તે સ્થળે તાબડતોબ ચડી જઇ આપે બંદોબસ્ત કરવો ઘટે છે; તેમના હિન ભાગ્યે કુવચિત આપના તરફથી કુમક મળતાં ઢીલ થશે, કદાપિ આપનો વિચાર મોકુફ રહેશે, અગર વખત છે ને ઉરમાં બિજો અંદેસો આવશે તો એક પળમાં ત્યાં શું થશે તે કહી શકાતું નથી; અમે તો અમારો ધર્મ સમજી માત્ર આપને ઝાહેર કરવા આવ્યા છિયે.

(સર્વે વેરાઇ જાય છે).

વિદૂષક—આવડી મોટી ખટપટનો દોષ તો જોસ જોતાં આપણા વર્ણસંકરભાઇનોજ લાગે છે; બિજાનો તાકાદ નહિ પછી જગદીશ્વર જાણે!

અકૂલાતુન—(સ્વગત) હવે આનું શું કરવું? અને એ લોકોની ગામલામાં કોને મોકલવો? ખબર થયા છતાં સમાધાની ન કરાવિયે તો મુર્ખમાં ખપિયે! તે દિવસનો મને તો તાવ આવે છે અને આંખે વળી અપંગ થયો! મોટા બળતામાં ઘી હોમે એવો ખોટો છે! નાનાની ઉમર નાની છે પણ તેને મોકલવો એજ વાત શાણી છે. (ચાસન) અરે કોણ હાજર છે? (જવાબ આવ્યા બાદ) જા એ રૂપસંકર હોય તો ઘણુંજ સારૂં નિકર વ-ર્ણસંકરને અહીં તેડી લાવો!

વિદૂષક.—વર્ણસંકર માટે હાલી શોચના કરો છો; એતો કયારનાએ ત્યાં અડયા હશે! કર્મના કામમાં ઢીલ કરે તેવા શર્મ અગર ધર્મવાળા નથી!

રૂપસંકર.—કેમ પિતાજી શિ આજ્ઞા છે?

વિદૂષક.—આજ્ઞા એ કે ડાહ્યો દિકરો દેશાવર ભોગવે અને ડાહી વહૂ ચૂલામાં પેસે! જાઓ લડવા? ક્ષત્રીવટ સાચવવી દોહિલી છે!

અકૂલાતુન.—(સર્વ હકિકત સમજાવ્યા બાદ) પ્રિયપુત્ર! આવા રણસંગ્રામમાં તે પણ તારી કિશોર વયમાં તને મોકલતાં મારો જીવ સ્વાભાવિક રિતે આંચકો ખાય છે, મારો આત્મા કલપે છે, મારૂં રૂદય કંપે છે, અને મારી અક્ષિકામાંથી અશ્રુપાત થાય છે! પણ રૂદન થયાથી, આંચકો ખવાયાથી, કોમળ રદય થઇ ગયાથી અગર બીજા પ્રકારની ચિંતા થયાથી, મુગો બેશી રહ્યાનો આ વખત નથી; તટસ્થ થઇ બેશી રહેવામાં હવે માલ નથી! કારણ બેશી રહેવામાં તેમજ તગદિર ઉપર આધાર રાખવામાં આપણે ઘણુંજ ખોયું છે, આપણી ઘણી

કીર્તિ ઝાંખ મારી ગઈ છે; અને આપણે આ
પલા હિઝડામાં ખપી ગયા છિયે! પૂત્રતો આપ
ણા ક્ષત્રીનું કર્તબ્ય કર્મ છે તે ઉપર નજર રાખ!
માટે છંછેડેલ આર્યસિંહ! છલંગ માર! કૂળ
દિપક દોડ! તારા ખંડની, તારા દેશની, તારી
જ્ઞાતિની, તારા મિત્રની, અને તારાં માવિતરની
કીર્તિ અમર કરવા સ્વસ્વ થા! કીર્તિ સંપાદાન ક
રવાનો, દેશની સેવા બજાવવાનો, અને રાજ્યભ
ક્તિ દર્શાવવાનો, આ સર્વોત્કૃષ્ટ પાક છે તે તું પા
રાખ? સાથે જોઇએ એટલી સમૃદ્ધિ તથા સે
ના લઈ જયને ડંકે સત્વર પાછો વળ એજ મા
રી અપેક્ષા છે અને એજ મારૂં આશિર્વચન
છે! સુપૂત્ર! કૂળ ભાણ! ગમન કર!

રત્નપ્રભા.—(તેને આલિંગન કરીને) સૂરા ક્ષત્રિપૂત્ર! મા
તાની કિર્તિમાં વધારો કરવાનો અને દેશમાં નામ
કરવાનો આજ અમૂલ્ય અવસર આવ્યોછે! પ્રિય
પૂત્ર! મહાભારતમાંનાં મહાભારત યૂદ્ધ તે વારંવા
ર સાંભળ્યાં છે; સ્વદેશની સેવા બજાવનાર
ભિમ, ભોજ, વિક્રમ, તથા ત્યાર બાદ સિધરાજ,
વનરાજ, મૂળરાજ, આદિ શૂરા રજપૂતોનાં જીવ
ન ચરિત્ર તેં ઘણીવાર લક્ષપુર્વક વાંચ્યાં છે;
અરે જયારે આટલો બધો સૂધારાનો પ્રસાર નહોતો,
જ્યારે દેશ કેવળ જંગલી અવસ્થામાં હતો ત્યારે પણ
ઉત્તમ જ્ઞાન પામી સ્વદેશ ભક્તિ દર્શાવનાર તથા
તેથી આલમને આશ્ચર્યતામાં નાંખનાર પોમ્પી,
થેમિસ્ટોકિલસ, હેનિબાલ, સિપિયો, મેરિયસ,
બ્રૂટસ, સિસિરો, સોક્રેટિસ, સિઝર, અને છેલે
મહાન અલેકઝાંડર (સિકંદર) વિગેરે રણધિર વિ

રાણીઓનાં વૃતાંત તેં વારંવાર મારી પાસે શ્રવણ કર્યાં છે; સ્વદેશની સેવા બજાવનાર સ્ત્રિયોએ પણ પોતાના કેસ જેવો ઉત્તમ શ્રૃંગાર પોતાના પતિની અને પોતાના દેશની એન ખાતર કુંથના કામઠાંની પણછ તુટતાં તેની ગરજ સારવા ઉતારી આપ્યાનું તેમજ આપણા દેશમાં કોડીની કિમતે કેહેવાતી કામનિયો પણ રણક્ષેત્રમાં સ્વામી સંગે રહી પતિને સહાયકારક થઈ પડયાનું અને તેવે સમયે પતિની પીઠ થાબડયાનું તને સ્મરણ હશે; અરે સ્વદેશની નબળી અને નામ ખોળુ પ્રજા ન નિકળે માટે જનનીને સાવધ રાખ્યાનું અને કવચિત્ત તેવું બાળ જણાતાં સ્વદેશ ખાતર ઊંચા પર્વત ઉપરથી તેને ગગડાવી મારી નાંખ્યાનું તને યાદ હશે; માટે પ્રિયપુત્ર સ્વસ્થ થા! સ્વદેશની સેવા બજાવી તારાં પુર્વજોની કરણી સાચવવા તત્પર થા! મારી કુક્ષીમાં નવ માસ રહ્યાનું, ધર્માચરણ પાળયાનું અને તને કેળવણી આપ્યાનું હવે સત્વર સાર્થક કર! હાલ મારા નયનમાંથી જે અશ્રુપાત થાય છે તે ઉપરથી તું નાહિમત થઈ જઈ હલકો વિચાર આણીશ નહી; જ્યારે રજપુતાણીઓ પડદામાં પડશે, જ્યારે તેમના સ્વાગી અફીણિયા મછ વગરના બાયલા થશે, જ્યારે રજપુતો નિરવિત્ત થઈ કુંભાર અને હજામના છોકરા ગાદિયે બેસાડશે, અને જ્યારે પૃથિવ નક્ષત્રી થશે ત્યારેજ રજપુતાણિયો ચૂડ નાગ સાંભળી કંપશે, રડશે, અને ત્યારેજ રજપુતાણિયો બુધ્ધિહિન થઈ બેશી રહેશે. નવ માસ સધી ઉદરમાં રાખેલ રત્ન આજ મુ

ગટમાં બિરાજમાન થતું જોઇ હું હર્ષનાં આંસુ પાડું છું; અરે ગે સ્નેહ ભર્યાં ચક્ષુથી શ્રીસર્વાંતર પામી રીઝી તારી ભવિષ્યની ફતેહમાં તે સહાય કારક થઇ પડો! તથાસ્તુ!! પૂત્ર સિધાવ!

**રૂપશંકર.**—(માત પિતાને પ્રેમ પુર્વક ભેટીને) પ્રાણાધિક માતપિતા! આપની શિક્ષ માથે ચડાવી આજ્ઞા લઉ છું!

**શાર્દૂલ વિક્રીડિત વૃત.**

પીતા માત અધીક હેત ધરિને, આજ્ઞા દિપી આજ જે,
કોરી રાખુ ઉરે ખસે ન યુગમાં, આ દેશની દાઝ જે;
જાયે જો કદિ પ્રાણ માન મળતાં, વાસો થશે સ્વર્ગમાં,
જીવીને કઇ નામ થાય નહિતો, પાષાણના વર્ગમાં. ૧

(જવા માંડે છે)

—◇◇◇—

## પ્રવેશ ૨ જો.

**સ્થળ મણિપૂર તથા ભવાનીપૂરની સિમ.**

**અફીણજી, નિંદ્રજી, ગડાકુજી વિગેરે તથા બીજી તરફ કાણા બારોટ, ચાવળા બારોટ, કુંભકરણ બારોટ, શંખ બારોટ, વર્ણસંકર.** બન્ને ગામનાં હ જારો આદમિયો (અને થોડી વાર પછી) **રૂપશંકર.** (એક તરફથી ખૂલ્લિ તરવારો સાથે ગરાશિયાઓ અ ને તિર કામઠાં વિગેરે શસ્ત્ર લેઇ ચારણો પ્રવેશ કરેછે).

**અફીણજી.**—(તલવાર ઉગામી મોટી બુમ પાડિને) ત એમ કદી પણ નહિ થવા દઇએ! અમે રજપુત છિયે! અજા અને હરિણ પ્રાણી ઉપર સિંહ છ લંગ મારતાં જેમ તે ઝોંકથીજ મરી જાય છે,

તેમ કેટલાક તો અહીં મૂવા પડ્યા છે અને બા કીનાને અમે પલકવારમાં જમ દ્વાર દેખાડીશું! મને અફીણ ઉગવાને હજુ જરાક વાર છે; જો બરાબર ઝાંમ્યું હોતતો આટલું પણ તમે બોલવા અને કરવા પણ પામત શેના?

**વિદૂષક.**—તે જમાના તો હવે વહી ગયા! હવે તો ડાઆ થઈ થાય તો કલમનું ચૂદ્ધ કરો કલમનું! અને તે પણ ન થાય તો ઘેર જઈ કટોરો ભર્યું કાળિયું ચડાવી નિરાંતે સૂઈ રહો!

**કાણાજી.**—(કામઠા ઉપર તિર ચડાવીને) એમાં તમારે શું પુછવાનું છે? સિંહ બકરી મારી તે હવે કોણ લે ખવવાનું છે? તેથી શું માન મળવાનું છે! અમે તો ચારણ જાતિ છિયે! કોઈ હાથ ઉગામે તે આગમચ અમે અમારાં લાકડવાયાં બાળક, અમારાં ભલાં ભાઈ ભાંડુ, અમારી વ્હાલી સ્ત્રિયો તથા અમારા અમુલ્ય જાન અમારી જમીનની ખાતર, અમારી એનને માટે સામાને અર્પણ કરિયે છિયે; એતો અમારો ચાલતો આવેલો સંપ્રદાય છે;તમે ધા મારી ધા ખાવાની આશા રાખો છો પણ અમે અમારી આશાપૂરી દેવીના હુકમથીજ અમારી આબરૂ બચાવવા ત્રાગાં કરિયે છિયે; વળી એ સઘળી જમીન અમારી બાપુકી છે તથાં ઠાકોર એતો? ઠકરાણાંને પુછીને આવ્યા છો? નિકર એક તિરમાં હું તમને આશમાન બતલાવીશ!

**વર્ણસંકર.**—(બરાબર સળગ્યુ નહિ જાણીને) ચારણોની વાત બરાબર છે; તેઓ જમીન માટે જાન ખોતાં લાંબુ ટુંકુ જોતાં નથી; પણ ઇનસાફની ર

ઇએ મારૂં મત પુછોતો એમજ થવું જોઇએ કે હાલ એક વાર તો બન્ને બાજુવાળાએ ખુબ લડવું કારણ જેની જમીન ખરી હશે તેને જગદીશ જીતાડશે!

વિદૂષક.--ઇનસાફ કરનારતો મોખાગ્ર બુદ્ધિશાળી દેખાયછે! આવા ઊંચા વિચારવાળા નરને અહીંની વરીષ્ટ કોર્ટમાં જડજ કરી રાખે તો પણ 'જડજ જેવું શું નાકરી નાંખે?

ઈંદ્રલજી.

દીવા તણું જ્ઞાન ન હોય જ્યારે,
સૂખી થવા માંહ પતંગ ધારે;
વંધ્યા નથી જાણતી પીડ કેવી,
મુર્ખો તણી વાત ન વાત લેવી. ૧

નિંદ્રજી.—શિરામણ કર્યા બાદ નવ કલ્લાક વાગેથી તે સાંજ સુધી અમારો નિંદ્રાનો વખત છે, જે દરમ્યાન તમે આવી ખોડીગવાથી આટલા બધા વધારે ફાવી ગયા છો! પણ એ પળ પુંઠ આવ્યા હોતતો બતલાવત!

વિદૂષક.--ત્યારે આપ પણ રાવણ બાન્ધવ કુંભકરણના સગા ભાઇ જણાવ છો! વળી (મુડદાં સામી આંગળી કરીને) આ બધા લાંબા લાંબા થઇને સૂતેલાની ગીધ, કાગડા અને શમળીઓ જે ચાકરી કરે છે તે જોઇ નહિ ધરાતા હો!

વર્ણસંકર.--ત્યારે આજ માણસો ખપી ગયાં હોય તો કાલ ઉપર વાત રાખો!

વિદૂષક.--વાહ! શા પરોપકારી, મોટા મનના અને શુભેચ્છક છો!

કુંભકર્ણજી.--(તાડુકીને) ઊંહ! ઊહ!! આ વળી ગામ

ધણી જાણીને માન રાખિયે છિયે તેમ તેમ પ
તરાજીમાંથી ક્યાં હાથ કાઢે છે! લે લેતો જા!
(તિર મારે છે).

ગડાકુજી.—(છાતીમાં વાગતાં) માર્યોરે માર્યો મારા બાપ!
(એક તરફથી તિર અને બિજી તરફથી તલવારોનો વર્ષાદ વરસે છે).

વર્ણસંકર.—(હરખાઈને) અહૂહૂહૂહૂ! ઠિક ચાલવા માં ડી છે!!

વિદૂષક.— ચોપાયાછંદ

લુંટાતો ભંડારી જોઈ, જેમ કૂદે છે નાગો,
વર્ણસંકરો એમ કુદતો, ભાગોરે ભાઈ ભાગો! ૧
એક બિજાના સામા ભિટ્યા, કોઇ ખસે નવ આંપો;
રાંડ રંડાવાનું ઠેકાણું, ભાગોરે ભાઈ ભાગો!! ૨

(પડદા પાછળ ભરાઈ જાય છે એટલામાં હથિયાર બંધ રૂપશંકર પ્રવેશ કરે છે).

રૂપશંકર.--(એક દમ ચૂર્ક જંગ રખાવી બન્નેને તપેલા જોઈ નરમ પાડવા)--

તોટક વૃત.

તમ શું કરવા મુરખો લડતા,
નવ સાર અસાર મુખે વદતા;
હથિયાર ગૃહી લડિ શીદ મરો,
પતવું પળમાં અધરો ઝઘડો. ૧
વળશે નવ કાંઈ મરે વનમાં,
ગળશે કંઈ લાભજ વીનયમાં;
દળશે દુખ તે[૧] સખુતી પકડો,
પતવું પળમાં અધરો ઝઘડો. ૨

૧ ઇશ્વર.

(નિકર) શિકશા મળશે તકશીર ઠરે,
તગદીર અને તતખીર ખરે;
ઉપયોગ કરી પછિથી રઘડો,
પતવું પળમાં અધરો ઝઘડો. ૩
મુડદાં નિરખી ચિતરી ચડતી,
ગિધ કાગ અને સમળી પડતી;
પડુ જામિન્ સૌ શવ ઠીક કરો,
પતવું પળમાં અઘરો ઝઘડો. ૪
સમજાય જમીન શુ વેચવિ છે?
હઉ રોકડ દામ ખરીદવિ છે;
તમ નાહક શું કરવા રખડો,
પતવું પળમાં અધરો ઝઘડો. ૫

**વિદૂષક.**--અહો! પાત્રાપાત્ર આમ જણાય છે; એક સ્થાને પાકેલ ઉભય રત્નો કેવા વિવિધ ગુણ ધારણ કરે છે!

ગીતિ

દુષ્ટ બુધ્ધિનાં દ્વેસી, પ્રાણ ગયે પણ દ્વેશ ન છોડે છે;
જો મક્ષીકા[1] ઉરમાં, નિશ્ચય જઈને વમન[2] કરાવે છે! ૧

**આવળા બારોટ.**—(નજીક આવીને) જુઓ ભાઈ, આ પ નગ્રશેઠના પુત્ર છે! માટે તમને મોટા કણ માની અમારો ગોટો સોંપિયે છિયે. જેથી એ ટો ઈનસાફ નહિ કરો એમ અમે આશા રાખિએ છિયે; જુઓ, ભય-ક્ષેત્ર નામનું અમારૂ ખેતર આ મણિપૂર અને ભવાનીપૂરના સિમાડામાં છે; મણિપૂરનો અર્ધ ભાગ આ અફીણજીના દાદા રણધિરજીએ નાણાં લઈ અમને અઘાટ[3]

૧ માંખી. ૨ ઉલટી. ૩ વેચાણ.

લખી આપેલ જેનું ખત અમારી પાસે મોજુદ છે; ને હવે તેમના કુંવરો ખેતર મજકુર તેના ગામના દિગંબર વાણિયાને ધાસ[1] ઘરેણે અગર વટાંતરે[2] લખી આપે છે; અલબત એમના ઝાંપાની[3] હકની અમે ના પાડી શકતા નથી. પણ આ ખેતરનો કબજો તમો કેવી રીતે લઇ શકે? હાલ અમારો હાથ જરા ભિડમાં આવવાથી એ ખેતર અમારે વેચવું છે; એમની ઠકરાઇના બદલમાં ખેતર વેચતાં પછેડીનો[5] જે કાંઇ લાગો થાય અને જે પ્રમાણે બે સારા આદમી કહે તે પ્રમાણે આપવા અમે તૈયાર છિયે, પણ ખેતર વેચતાં તેની ઉપજતી કિમતમાંથી આખો અગર અર્ધ ભાગ અમે શા આધારે અને શી બાબત આપિયે?

અકૂજી.—બાળ બૂડું ભોડું! ખેતરના હજાર રૂપિયા ઉપજે તેમાંથી પછેડીના કરી અમને પૂણોહો રૂપિયા આલવા છે કે? રૂપિયા અર્ધોઅર્ધ આપવા હોયતો આલ નેકર થઇ જા હામો?

વિદૂષક.—ઠાકોર! સામા આવવામાં તો તમે ઉડતા મારયા જણ્યા છો!

શંખ બારોટ.—મારી કળ દેવીના હમ! આ (રૂપશંકર સામી આંગળી કરીને) મોટા આદમીના મોંને જવા

---

૧ વેચાણ ૨ રૂપિયાનું વ્યાજ નહી અને મુકેલ ચિજનો ધાસ–વપરાયાનું જોખમ નહિ એ પ્રમાણે ઘરેણે મૂકવાની રિત છે. ૩ ઘરેણે. ૪ ગામમાં પેસતાં ચોકીનો હક થાય છે તે. ૫ સાકર=નવી જાળી અગર બારી પાડતાં ગામ ધણીને અમુક રકમ આપવી પડે છે તે.

દઉછું નેકર એક પળમાં તમને બધાને એવા હૂવાડી દઊં જે તમારામાંનો એક પણ હૂંદેસો કેહેવા પાછો જવા પામે નહીં!

અડાકુ બારોટ—અરે કજીયાનું મોં કાળું; જવા દો લડવાની વાત! ભાઇ જે અનસાફ આપશે તે આપણે સવાવોહ!

નિંદ્રજી.--અરે વગર અનસાફે ઉભા રાખીને લેવાના!

વિદૂષક.--પડ્યા પડ્યા પણ ટંગડી ઊંચી! માર ખાતા જાય છે અને પાછા બોલતા જાય છે!

રૂપશંકર.--(વિચાર કરિને) ઠીક છે ત્યારે; જેને પછેડીનો લાગો થાય છે તેને પછેડી આપતાં ખેતરની જે કિમત થાય તેના કરતાં સો રૂપિયા વધારે આપીહું તે પોતે રાખુ છું માટે ખેતર મજકુર તેમણે મનેજ આપવુ; આ ફેંસલાથી જે નારાજ હોય તેણે બેલાશક સત્વર વિદિત કરવું.

શાંખણબારોટ—બહુ જીવો બાપો બહુ જીવો! અમને તો નાણાં મળ્યાં કે પૂંઠળ ગમે તે થાય? અમારી પાસેથી ખેતરની બધી કિમત લઇ જઇ પછી અમને રઝળાવવાનો એમનો અરાદોછે! તે એમને દ્વારે અમે શું કરવા કાંટા રખિયાંરે ફાડિયે તે? આ ટંટામાંથી પરવાર્યા કે તરત અમારે અમારા રણધિરજી ઠાકોરનું ખાંડુ[3] લઇ જવાનું છે.

---

(૧) ગરાશિયાનું છાપરા વગરનું ઘર હોય તોપણ તે દ્વાર-દરબાર-એવા માનના શબ્દથી ઓળખાય છે.

(૨) ઉપાન, જોડા. (૩) રજપૂતો જાતે પરણવા ન જતાં જે લોકો સાથે ધામધુમ કરી માત્ર તરવાર મોકલે છે તે.

વિદૂષક.—અરે કાંટા રખિયાં તો ફાટનાં ફાટશે પણ (મ-કડી તરફ નજર કરીને) આ પરાક્રમ પેલો મોટો કાકો જાણશે કે બઈડા ફાટતાં પણ પાર નહિ આવે!

(સર્વ વાત સમાધાની ઉપર આવે છે એટલે)—

વર્ણસંકર.—(સ્વગત) આ દુષ્ટે રૂપિયા આપી પ્રપંચ સ-ડાવી બધું કામ કથાળયું! જેથી રચેલો ખેલ બરાબર ભજવી શકાયો નહિ; ઠીક છે એ જ વકુફની આગળ ઉપર વાત!

(સર્વે જાય છે).

—oooooo—

# પ્રવેશ ૩ જો

## સ્થળ ઈંદ્રપુરીનો વણિક-વાડો.

### ઓપાડીદાસ, મખીચુસભાઇ, મૂળચંદ, ટેકચંદ, લંપટદાસ, લાલચુરામ વિગેરે.

ઓપાડીદાસ.—ભાઈ મખીચુસ! હાંભળયું કે? આપણા નગરશેઠના ચિરંજીવી જે હજારો જાન તે દિવસે બચાવી આવ્યા હતા તેના બદલામાં આજ આપણા પ્રિય રાજાધિરાજ શ્રી ઈંદ્રસેને મોટો દરબાર ભરી ભારે માન આપ્યું; મોટાં મોટાં મોતીનાં કડાં, ઊંચા ઊંચા કસબી શાલજોડા અને સોનાનાં કડાંનોતો પારજ નહિ એમ સરપાવ આપ્યો! તથા તે ઉપરાંત આજ કાલમાં તેને દિવાનની જગ્યા આપશે એમ પણ બૂમ ચાલી રહી છે!

મખીચુસભાઈ—ભાઈ સહૂએ ભરતામાં ભરે! પણ તેમાં આપણો શો અર્થ સરે! તાલેવંતના છોકરા ગાંડુ કામ કરે તોપણ અત્યંત ડાપણ ભરેલું ઠરે, અને ગરિબ તેમ કરે તો બિચારા ધક્કે ચડે કે મીચ્યા મોત મરે! કારણ--

છપય છંદ

હોય શ્રિમંત જો સુસ્ત, સ્થાર મનનો કે'વાસે,
હોય શ્રિમંત કંજુસ, વિવેકી શાણો ભાસે;
હોય શ્રિમંત જો સુન્ય, બુધ્ધિ ગંભીર તે ઠરશે,
હોય શ્રિમંત જો મૂઢ, બુદ્ધિસાગર બહુ બનશે;
પાત્ર અપાત્ર વીચાર વીન, ઉદાર તોય અતી ઠરે,
એમ અકળ કળા બહિમ તણી, આ ભૂમી ઉપર ખરે. ૧

વિદૂષક—(નિચું માથું કરીને) અંહ! રાણીજાયા રણે ચડે, અને વાણિયા બેઠા વાતો કરે! ત્યારે તારેજ જવું હતું!

મૂળચંદ—હા એ વાત મારે કાને પણ પડી છે; અરે આ બે ત્રણ દિવસથી તો લોકો એજ ધંધો લઈ બેઠાછે; ગમે તે જીલ્લામાં, મ્હોલામાં, અગર કોઈને ઘેર જાઓ પણ પ્રથમ વાતજ એ! ખરે નગ્રશેઠનો છોકરો તો ઘણો નાનો છે પણ નાની ઉમરમાં ઘણો શાણો નિવડ્યો! પણ ભાઈ એ બધાનું મૂળ આપણા નગ્રશેઠ હો! બરાબર તાલિમજ એમની!

લંપટદાસ—હો હો હો! શો શિરપાવ થયો!! હું તે વખત ત્યાં ગયો હતો તે આંખેજ કહ્યું ન કરેકની! એમાંનો એક કંઠો આપણને મળે તો સાત પેઢીમાં સર્વને રળવું ટળે! પણ એમનો મોટો છોકરો તો રોતોજ નિકળ્યો! લંપટ નિવડ્યો!

ટેકચંદ—અરે ભાઇ નગરશેઠનો ટેક રહ્યો એજ વાત કાંહોની! નિકર જે જગ્યાએ ખૂન થયા અને જ્યારે અપરાધિ ફાંસિયે ગયા ત્યારે નગરશેઠને પણ છાંટા ન ઉડે કે? પણ સર્વ કરતાં ટેક રહ્યો એજ વાત સારી થઇ?

વિદૂષક—મૂળચંદ મૂળ ખોળે! લંપટદાસ લપટાવાનું અને ટેકચંદ ટેક સાધે! વાહ! પટોશ તો બરોબરજછે!

ગપોડીદાસ—પણ મેં તો ભાઇ એમ સાંભળ્યું કે પુત્ર ક્ષેમ કુશળતાથી ઘેર આવ્યો, અને પોતાની પણ વૃધ્ધાવસ્થા થઇ જેથી નગરશેઠ થોડા દિવસમાં મહારૂદ્ર કરવાનાછે! જે વખતે બ્રાહ્મણોને ખૂબ બ્રહ્મભોજન તથા દક્ષિણા મળશે!

(સર્વાંગે વિભૂતી લગાવી એક ટુંકુ પંચિયું પહેરી ખભેનાનું સરખુ પોતિયું, વાંકા વળી જવાથી હાથમા એક લાકડી, માથે લાલ બનાતની ટોપી, તથા પગમાં પાવડાં, એમ નેવું વર્ષનો દક્ષિણા તથા મોદિક નામ સાંભળી હર્ષ પામતો એક વૃદ્ધ જન પ્રવેશ કરે છે)

લાલચુરામ—હે! હે!! હેં!!! બ્રહ્મભોજન તથા ભારે દક્ષિણા મળવાની છે? ખરી વાત ભારે દક્ષિણા મળવાની છે હેં! હેં!! હેં!!!

વિદૂષક—(નમસ્કાર કરીને) આવો ભૂતદેવ! અરે ભૂલ્યો (બ્રાહ્મણનો કાન પકડીને) તમારા શરીર તરફ જોતાં બિજું કાંઇ બોલાઇ ગયું! માટે - આવો ભૂદેવ! હા એ બધી ખરી વાત છે! બંદા પણ તમારા જેવાજ (લાડુ વાળતા હોય એમ કરીને) ખાઉઆના શોખી છે!

લાલચુરામ.—(દેડે હાથ દઇને) હેં! મહા મિષ્ટાન ઉડશે? ઘણું ઘી વરશે? અરે ભારે દક્ષિણા અપાશે?

વિદૂષક.—(નિચા પડીને કાનમાં) કાકા! ઘીની તો પર નાળો હોમાશે! સાકર પગ તળે છુંદાશે અને દક્ષિણાનો તો વર્ષાદ વર્ષશે! તે ઉપર તો ખર્ષા છપન ગામ નોતરાશે!

લાલચુરામ.—(ખુશી થઈને મલકાઈ જતાં) ત્યારે તો બ્રાહ્મણને આ સાલ બે પૈસા સારી ઉપજ થવાની! વાહ કોઈના પણ સારામાં લાભ!

વિદૂષક.—(શ્રોતા સામુ જોઈને) લાડુવાનું નામ આવ્યું કે કાકા કેવા હરખાય છે! કારણ—

શાર્દૂલ વિક્રીડિત વૃત.

સૂણી બ્રામણ નામ હામ ધરશે, સો ગાઉ જ્યાં લાડુવા;
ઘેરે જો નુકશાન થાય પળમાં, ઢોળાય ઘી ગાડુવા;
તોએ દીલ વિષે ન કાંઈ ધરિને, જાયે અતી ઝાડુવા;
એવા બ્રાહ્મણને ગમતી પ્રિય ઘણા, લોકો લહો લાડુવા!!

હાથ બોલતાં બોલતાં બંદાના મોંમાં પણ પાણી ભરાઈ આવ્યુ! હજારો રૂપિયા મળતાં પણ જો એક દિવશ ન્યાત મૂકવી પડે તો જીવ બળીને ખાખ થાય એમાં તો સંદેહ નહી!

લાલચુરામ.—(ઘણા પ્રકારના તર્ક વિતર્ક કરતાં કરતાં)આ લો ભાઈ આજ એક વધામણીની વાત સાંભળી! આજ ઘણે દિવશે બ્હાર આવ્યું સાર્થક થયુ!

વિદૂષક.—બરાબર છે કારણઃ—

ब्राह्मणस्य मोदिकं प्रियं ॥

પણ કાકા જમરાજ સાથે જૂદ્ધ કરિને પણ એ અવસર સૂધી જીવજોજ! નિકર તમારૂં તેરમું બિજાને અને બંદાને ખાવાનો વારો ન આવે!

લાલચુરામ.—(ક્રોધાંધ થઈને) ચાલ ચાલ શ્વાન! દુષ્ટ!

મૂર્ખ! આવા કુતર્ક કરી અપશુકન કરનારો તું કેવો અધમ વિપ્ર છે! ખૂદ પરમેશ્વરને પણ અમે લાતે મારી આવ્યા હતા તો તારા જમરાજા શા હિસાબમાં? અમારી આગળ તેના શા ભાર છે! બ્રાહ્મણ તૃપ્ત થવાથી શું થાય છે તે તું જાણે છે?

श्लोक.

विप्र प्रसादात्, धरणी धरोहं ॥

विप्र प्रासादात्, कमळा वरोहं ॥ १ ॥

હવે સમજ્યો?

વિદૂષક.--એટલું બધું સામર્થ હતું તો પાણિની, વિશ્વામિત્ર, દુર્વાસા વિગેરે ક્યાં ગયા? તેમ છતાં પ્રસાદ જોઈતા હોય તો ધરો વાંસો! બંદા પ્રસાદ આપવા તૈયારજ છે! અને હું તો ધારૂં છું કે આપને તે વધારે પણ નહી જોઈએ! તેની સાથે બંદાને જો સંતોકશો તો તમે પણ મરબાર્યા આણી સુધ સ્વર્ગે જશો કારણઃ--

ઉપેંદ્રવજ્રા.

વિપ્ર પ્રસાદે, સ્વર્ગે જવાશે;
વિપ્ર પ્રસાદે અતી, પૂન્ય થાશે. ૧

(એક લપડાક મારી લાલચુરામને તાણી અંદર જતા રહે છે).

દ્વિતિયાંક સમાપ્ત.

(પાત્રની ગોઠવણ થાય ત્યાં સુધી વિદૂષક રંગભૂમીમાં ઉભો ઉભો "સ્નેહી સહુ સંતાનને નચડાવો", એ ગાય છે)

—:o:—

# અંક ૩ જો.

## પાત્ર.

અફલાતુન........................ ઇંદ્રપૂરીનો નગરશેઠ.
રત્નપ્રભા.......................તેની સ્ત્રી.
વર્ણસંકર.......................તેનો પુત્ર.
રૂપશંકર.......................તેનો નાનો ભાઈ.
રામભાઉ.......................ડાકતર, (વૈદ્યરાજ).
સ્વૈરિણી.......................વર્ણસંકરની રાખેલી સ્ત્રી.



## પ્રવેશ ૧ લો.

સ્થળ અફલાતુનનું અંતઃપૂર.

અફલાતુન, (તથા થોડી વાર પછી) રત્નપ્રભા.

અફલાતુન—(નિરાશા ભરેલી રિતે પલંગ ઉપર પડયાં પડયાં સ્વગત)--

ગીતિ.

કાક[1] તણી જો કાયા[2], કનક[3] કેરી કરીને જો જડિયે;
હીરા ચાંચ વિશે પણ, સ્વર સુણીને સ્નેહી સહુ રડિયે. ૧

નિઃસંશય! કાગડાને સૂવર્ણથી મઢી, તેની પાંખે તમામ માણક જડો, ચાંચ ઉપર પણ અમૂલ્ય હિરા જડ્યા હોય તોપણ જ્યારે તે પોતાનું પોત પ્રકાશે--બોલે--ત્યારે તે કાગડો તે કાગડોજ! એવા હાલ આપણા વર્ણસંકરજી છે! સદાચરણ પાળવા એને ઘણી ઘણી શિખા-

---

૧. કાગડો. ૨. શરીર. ૩. સોનુ.

માણો દિધી, ઘણી ઘણી લાલચો બતાવી, ઘણું ઘણું
ઘુર્યો તોપણ પત્થર ઉપર પાણી! કશાની પણ અસર
થતીજ નથી! અને મૂર્ખતાનું ઔષધ પણ શું?

મનહર છંદ.

મારે હિયે દાવાનળ, લાગ્યો હોય જો કો દિન,
પાણી રૂપી ઔષધ જ્યાં, બળેથી નક્કિ ટળે;
ઉષ્ણ રૂતુ તણાં કિર્ણ, સખત વખતે લાગે,
છત્ર રૂપી ઔષધ જો, મળે તો નક્કિ ટળે;
કદાવર કુંજરને, મદ ચડે જ્યારે જ્યારે,
અંકુશ ઔષધ આપે, બળેથી નક્કિ ટળે;
સાંઢને પ્રહાર કરે, વ્યાધિને ઔષધ ધરે;
મૂર્ખતાનું ઔષધ તો, મળે ન આ ભૂતળે! ૧

અરે ઈશ્વરી ગતી કેવી ગહન છે! સ્થિતિભેદ કરતાં તેને કેટલી વાર લાગે છે! પુત્રહિન પુરૂષો પુત્ર માટે કેટલાં ફાંફાં મારે છે! તે વિના કેટલા પરિતાપ કરે છે! અરે સંતતીવાળાની અને સંતતી વગરનાની અવસ્થા કેવી વિચિત્ર છે! પરીવારવાળો બ્હારના દેખાવથીજ માત્ર સુખી જણાય છે, પણ પુત્ર પુત્રિયો, જમાઈઓ, ભાણેજો, દોહિત્રાઓ વિગેરેમાંથી જ્યારે ખંડન થવા માંડે છે ત્યારે તેના મનની સ્થિતિ કેટલી બધી દુઃખદ હોય છે! અને મોટું કુટંબ છોડું થઈ જતાં કેવું દુઃખમય લાગે છે! તેથી ઉલટી તેવીજ સ્થિતિ સંતતિહિન પુરૂષનીછે; કશાનો પણ તેને અનુભવ નહિ થવાથી તેનું મન સૂન્ય રહે છે; ફેરો અફળ ગયો સમજી સંસાર ઉપરથી તેની વૃત્તિ ઉઠી જાય છે અને ભાઈ ભત્રિજા તથા સગાં વહાલાં તેને કાળ જેવાં લાગેછે! પણ ઈશ્વરને ઘેર તો સર્વે સરખાંજ છે; "લડ્ડુકા લડુ ખાયગા વો ભિ પસ્તાયગા નહિ ખાયગા વો ભિ પસ્તાયગા" એવો આ ભૂંડો ભવસાગર

છે!-જેમાં હજારો પ્રાણિયો સૂખ મેળવવા પ્રયત્ન કરે છે, પરંતુ તે તેમનાથી કલ્પતરૂ માફક દૂરનું દૂર રહે છે.

મારાજ કુટંબમાં અરે થોડાં વર્ષ ઉપર પૈત્ર પૂત્ર થતું હતું; ઇશ્વરેચ્છાથી પૂત્રની પ્રાપ્તી થઇ તેમાં નાનાએ તો કૂળદિપક નિવડી નામ કાઢયું! અહા! તેને માન આપવા આજથી એક માસ ઉપર રાજ્યદરબારમાં કેવી મોટી સભા મળી હતી! અને મળેલ માનપત્રનો ઉત્તર તેણે કેવી છટા ભરેલી રિત દિધો હતો! પૂત્ર પરાક્રમી નિવડ-વાથી માત પિતાના મનમાં કેવી શાન્તિ થાય છે! જે શાન્તિ અમુલ્ય હિરા મોતીના સિરપાવથી અગર ખરકૂના વર્ષાદથીપણ થતી નહિ હોય!

. અરે! મહારાજાએ તો મને પૂછયા ગાછયા શિવાય એકદમ તેને પ્રતિનિધીની પદવી આપી દિધી; અરે હજુ તો એને પૂરાં પચીસ વર્ષ પણ થયાં નથી. હરમ્પાન ઇ-શ્વરની કેવી કૃપા!

પણ જેટલું નાના તરફથી ડરવાનુંછે તેટલુંજ અગર તેથી વિશેશ મોટા તરફથી બળવાનું છે! તે દિવશે નાહક તેણે ગરાશિયા અને ચારણોને લડાવી માર્યા અને દેશની સમાધાની તોડી! અરે એમ પેટ પાકયું ત્યાં કયાં પાટો દઉં?

વિદૂષક--(નિચો પડીને) બંસ તો કહે છે કે એને માં-ડાની ઇસ્પિતાળમાં મોકલો; અને તેમ કરતાં ડરતા હો તો ખાસી લોઢાની બેડિયો ઘાલી ઘરમાં પરી મુકો! નિકર થોડા દિવશમાં એ કૂળ તારક તમારૂં કૂળ તારવા એવું તો નામ કાઢ વાના છે કે જેને માટે તમે જીવતા સધી ઉંધા પડી રેશો! કારણ અધ દગ્ધ (નહિ ગાંડામાં અને નહિ ડાહ્યામાં) પરમેશ્વર તોબાહ! જેથી એતો નકામાંજ! વળી એમ પણ કરવું ન સૂ-

ઝતું હોય તો ત્વરાથી એની સન્યસ્ત ગ્રહણ કરો કેમકે ઉત્તરાવસ્થામાં અતિ સૂખ્યદારક મોક્ષ ગતિને પમાડનાર તેના જેવું અન્ય કશું પણ નથી:—

છપય છંદ.

સર્વ કળામાં રત્ન, સહુ ગાયન કે'છે,
આકાશી જે રત્ન, સહૂ દિન મણિને કહે છે;
સભા વિશે છે રત્ન, જેહ વિદ્યામાં પૂરો,
નિશા તણું છે રત્ન, શશી સર્વમાં શૂરો;
શયિ મુખી રત્ન શઇયા વિશે, શ્રવણ સમય હરીની કથા,
રે જગમાં રત્ન કર્તાર છે, અન્ય સરવે નિશ્ચય વૃથા. ૧

પણ એમાં કવિની ભૂલછે! ખંદા પાસે ચોદમું રત્ન તેયાર છે; વર્ણસંકરભાઇની મરમ્મત માટે જ્યારે જોઇએ ત્યારે કરારે માગી લેજો!

(રત્નપ્રભા પ્રવેશ કરે છે).

રત્નપ્રભા--(લટકું કરીને) સ્વામીનાથ! હવે આપણે સોનાના સૂર્ય ઉગ્યા છતાં આપની મુખ મુદ્રા આ ટલી બધી શોકાગ્નિથી ઝાંખી પામેલ કેમ દિસે છે!

વિદૂષક--શેઠને પત્રવ્યાધિ અસાધ્ય રોગ થયો છે તેમાં!

અર્દેશાતુન.--જેમ જેમ કાળ વિતતો જાય છે તેમ તેમ આપણા વર્ણસંકર માટે મને વિશેશ વિશેશ વિડમ્બણા થતી જાય છે; નાનપણમાં તેને સ્વચ્છંદપણે ચાલવા દેવાની આપણે કરેલ મૂર્ખતા તેને માટે મને હવે ઘણોજ પરિતાપ કરાવે છે, જેનો ઉપાય કશો પણ મને સૂઝતો નથી; તો પણ રોજ રોજ જે નવું નવું સાંભળિયે છિયે તેનો ગમે તેમ કરી હવે ત્વરાથી અટકાવ કરવો જોઇએ છીએ.

વિદૂષક.—વળી ભૂલ્યા કે? બંદાએ આસો તમનમો ઉપાય બતાવ્યો છે ને? અને રોઝને અટકાવ કરશો તો તેને તમેજ ટેવ પાડવાથી તે છલંગ મારી ન્હાશી નહિ જાય?

રત્નપ્રભા.—(દિલગીર થઈને) સત્ય છે; જેમ જેમ કાળ નિર્ગમન થાય છે તેમ તેમ તેનાં બેશુતમ અપલક્ષણો પ્રકટ થતાં જાય છે; કાલ વળી સાંભળ્યું કે ગયે પરમ દિને નિશો કરી તે ભર બજાર વચ્ચે પડયો હતો જ્યાં આપણાં માણસો જઈ ચડયાં અને ગાડીમાં ઘાલી ભાઈને ઘેર આણ્યા!

વિદૂષક.—બન્ને જણ વાતો કરી પેટ ભરે છે પણ હજાર વાર કેહેવા છતાં ઉપાય કરવો પળવાર પણ સૂઝે છે!

અકૂલાતુન.—(નવાઈ પામીને) શું નિશો કરતો પણ થયો છે કે? ત ત એ કેવી જાતનો નિશો કરતો હશે?

વિદૂષક.—એતો ઉગતિ પ્રજાનાં રંગ પાણી! મૂસલમાન અને મરેઠાના રાજ્યમાં તરૂણો માત્ર અફીણ કે સુંબા પિતા હતા અને દારૂ સામે ધિઃક્કારથી જોતા હતા; હવે આ ગૌરવર્ણા રાજ્યમાં તેઓ દારૂ પિ પોતાનું કાળુ કરે છે; અરે એટલુંજ કરતા હોય તો ધૂળ નાંખી પણ તે ઉપરાંત મદ્દન પાણી સુધાંત સારી પેઠે ચડાવેછે! જે એટલે સૂધી કે બિજું કાંઇ સાધન ન મળે તો છેવટે પારસી સાથે પણ પરાણે પ્રીતિ કરી મોટી મોટી ડિશો-રકાબિયો-ઝાપટે છે! અને કેટલાકતો તે અખાજ ચિજ કાચીને કાચી ખાઈ જાય છે!

અકૂલાતુન.—(આશ્ચર્ય પામિને) હેં! હેં! શું એવી અખાજ ચિજ પણ તે અધમ જુવાનિયાઓ વાપ

રે છે કે?

રત્નપ્રભા.—જુવાનિયાતો શું પણ નાના મોટા તમામ હવે બાટલી ભક્ત થઈ પડ્યા છે, કેટલાકનાં નામતો બુલ્કિ કોર્ટોમાં પણ ચડી ચુકવાથી દારૂ વેચનારે ને ત્યાંથી મન માન્યાં નંગ લઈ ચોપડામાં નામું પાડતાં સોડા વોટરની બાટલી અગર બુટની દસ જોડ વિગેરે લખી ખોટાં ખોટાં નામાં પડાવેછે!

વિદૂષક.--જુવાનિયાતો જાણે ઘેર ગયા! પણ હાલની કેટલી સ્ત્રિયો પણ જે સ્વામી સંગે દારૂના શિશા ખાલી કરતી થઈ છે તે કહોને? સ્વામી માટે મદન રાંધવું અને ટેબલ ખુરશી નાંખી સામા સામી બેશી ખાવું એમાં હવે તેઓ શોભા માને છે!

અફલાતુન.—ત્યારે આ રિવાજ જો જારી રહેશે તો જગતનો લય હવે જલદીજ આવવાનો! નહી વારૂં?

રત્નપ્રભા.--અરે બે સરખે સરખા મળ્યા કે પ્રથમ મંગળાચરણમાં વાતનો વિષયજ એકની! (સ્ત્રિજાતનું ઉપરાણું લેવા) સ્ત્રિયો બિચારી શું કરે? સ્ત્રિએ તો સ્વામીનું કહ્યું માનવું! સામે બેશી બિચારી પિવાની આનાકાની કરે તો ધણીનો માર ખાય! ઘરમાંથી કાઢી મુકે! અને બિચારીની ફજેતી લુંટાય! ત્યારે ધણીનું મન સાચવ્યા શિવાય શો ઉપાય?!

અફલાતુન—યથાયોગ્ય છે! એમાં વિશેષ વાંક પુરૂષોનોજ છે એમાં તો સંદેહ નથી, પણ એથી ફળ શું?

વિદૂષક—ફળ એ કે કુમળી વયની નાજુક બાંધાની સ્ત્રિઓ તેથી તાણ વિગેરે નઠારા નઠારા રોગથી સત્વર લય પામે છે, કવચિત જીવે છે તો નઠારી નઠારી પ્રજાને જન્મ આપે છે, વળી મા બાપ

નું જોઈ પ્રજા પણ તે પ્રમાણે વર્તે છે અને પરિણામે દેશોદ્ધાર કરવાનો મૂખ્ય હેતુ સત્વર બર આવી શકતો નથી, જેથી લોક સદૈવ દુઃખમાં દહાડો કાઢે છે!

રત્નપ્રભા—ખરે છે; લોકો એવી એવી ત્રાહિત્રાજિયો બા-ધી દેશ બગાડે છે; દેશ પાયમાલ કરે છે અને વળી—

સોરઠો.

જ્યાં હોય અમ્બરદાસ, બીજા અમ્બર જો મળે;
સૂખનિ સઘળી આશ, મળતાં દુઃખ અર્ધું ટળે! ૧.

અફલાતુન—(નિશ્વાસ નાંખીને) ઉગતિ પ્રજા આવી કુ-નીતિયે દોરાયાથી દેશની હવે પૂરી કમબખ્તિ આવી એમ સમજવું!

વિદૂષક—શેઠજી! બધાએ તમારા જેવાજ વાતો કરનારાછે! સૂધારાવાળા એજ કુધારાવાળા! દેશ બગાડનારમાં પેહેલે નંબરે એજ છે!

રત્નપ્રભા—ત્યારે આપણે તો હવેથી ચેતી આપણા વ-ર્ણસંકરને સૂધારવોજ જોઈએ; ગમે તે ઉપાયે પણ તેની બુદ્ધિ હવે ઠેકાણે આવે એમ કરવું જોઈએ! નહિ વારૂ?

વિદૂષક—શું રાખ સૂધારશો! મહારૂદ્રની પૂર્ણાહૂતી સમયે જે દ્વિજઆચાર્ય બની અગ્નિકુંડ આગળ ઉભો હતો તેની સાથે નકામી જીકર કરી તેને ધક્કો મારી માંહ નાખ્યો; જે ઘણી વેદના પામતાં બચ્યો તો ખરો પણ એવાં પાપ તે કુયાં જવાનાં!

અફલાતુન—કાલ સવારે વાત; પ્રથમ મારે કામજ વ-ર્ણસંકર વિશે લેઈ બેસવું છે; છેવટે બાડિયો પ ણ જડવી કે વિશેષ ઉપદ્રવ કરતો રહે! ચાલો

મારે બહુ વાર થઈ જેથી હું એ જરા બહાર જઈ આવું.

રત્નપ્રભા.—ભલે પધારો; હું પણ એજ વિચારમાં રહીશ; આખરે આપણું થોડી જેથી બધોએ વિચાર થો છે!

(જાય છે).

—❧—

# પ્રવેશ ૨ જો.

સ્થળ નગરશેઠનું શયનગ્રહ.

અદ્દલાતુન અને રત્નપ્રભા, (તથા થોડી વાર પછી) વર્ણસંકર, રામભાઉ ડાકતર (શિવાય ચાકર નફરો વિગેરે.)

અદ્દલાતુન.—(ભર ઊંઘમાંથી એકદમ ચમકી ઉઠીને સ્વગત) અરે આટલી બધી રાત્રિયે આવડો મોટો ધબકારો શેનો થયો? શું ઘરમાં ચોર તો નહિ પેઠો હોય? અરે ધરતીકંપ થવાથી તો કાંઈ નહિ થયું હોય? અરે મોએ મોં ન સૂઝે એવી ઘોર બિહામણી રાત્રિયે દિશા નહિ જડતાં ચાકરનફરમાંથી તો કોઈ નહિ પડયું હોય! (પ્રાસન) અરે પ્હેરા ઉપર કોણ હાજર છે! (જવાબ મળ્યા બાદ) જાઓ જઈને તપાસ કરો કે આટલી મોડી રાત્રિયે કોણ અને શાથી પડયું?

પ્હેરેગીર.—(તપાસ કરી આવ્યા બાદ) શેઠજી સાહેબ! અંધારૂ ઘોર હોવાથી બરાબર કાંઈ સુઝતું નથી તોપણ કેટલીક રીતભાત ઉપરથી એમ જણાય છે કે એ આપણા વર્ણસંકરભાઈજ હશે.

રત્નપ્રભા.—(એકદમ જાગી ઉઠીને) અરે ઘર ઘાલ્યું;

ચાલો ચાલો એતો એ શિવાય બિજું કોઈ હો પજ નહી!

(સર્વે તે તરફ દોડી જાય છે).

અફૂલાતુન.—(દોવો કરાવી વર્ણસંકર વિશે વિશેશ ખાત્રી કરવા બાદ) અરે આના માંથામાંથી આટલું ખ ધું ભગભગ લોહી શેનું નિકળે છે? કોઈ રામ ભાઉ ડાકતરને બોલાવો, કોઈ ડાકતરને બોલાવો?! ડાકતરને બોલાવો?! શગવત થઈ જવાથી એ નાથી બોલી શકાતું નથી!

વિદૂષક.—અરે ડાકતરને બોલાવીને શું કામ છે? એનો રોગ બધાનેજ માલમ છે! કોઈ ફૂલ્ગાની શિખવ ણી ઉપરથી અર્ધ રાત્રિયે તેઓ પોતાના નાના ભાઈની મેડીમાં કૃષ્ણા ભાભી પ્રતિ કુડું કામ ક રવા જતા હતા; તેમાં એક વારતો એ પરાક્રમ કરી હાય મારી ફતેહમંદીથી પાછા આવ્યા પણ બિજી વારકા નાનાભાઈના પાણી પિવાના પાત્ર માં સોમલ નાંખી એ અઘોર કર્મ કરી પાછા આવતા હતા તેવામાં લોઢ તલપતાં પગ લપસ વાથી સાતમે માળથી પડ્યા, જેથા બ્રહ્મરો ફુટતાં લોહી નિકળયું છે; શિવાય કશું પણ નથી; એ મને માટે કોઈપણ રિતે હાઈફિકર કરવા જેવું છે જ નહી! કારણ એવાં સહુનાં કર્માથી ભાગ્ય તે આટલેથીજ પતે!

રત્નપ્રભા.—(રોતાં રોતાં) ઓ મારા લાડકવાયા રે!! ઓ મારી કાળજની કોરરે! હો! હો!! હો!!

વિદૂષક.—(લમણે હાથ દઈને) ઓ મારા સૂંવાળના ચોર રે હો!! હો!! હો!!!

અફૂલાતુન.—ઓ મારા વ્હાલારે! હો! હો!! હો!!!

વિદુષક.—આ મારા કાળાં કર્મના કરનારારે! હો! હો!! હો!!!

રત્નપ્રભા.—(ડુસકાં ભરતાં ભરતાં)—

લલિતવૃત.

અરર ઈશ તું, કેમ કોપિયો,
જર અધીક શો, શોક રોપિયો;
ઉદય ક્યાં ગયો, અસ્ત શું થયો,
વરણસંકરા, વીર ક્યાં વશ્યો. ૧

ગજબ શો થયો, વાત શી થઈ,
પરમ પ્રાણ તું, ક્યાં કુદ્યો જઈ;
દૃષ્ટિ જતાં રતાં, ક્યાં જઈ ફશ્યો,
વરણસંકરા, વીર ક્યાં વશ્યો. ૨

વરણસંકરા, વીર જોઈને,
વિમળ વ્હાલિડા, ખૂશિ મ્હો મને;
સ્વપન સો થયું, સૂત ક્યાં સશ્યો,
વરણસંકરા, વીર ક્યાં વશ્યો. ૩

પ્રિય પલંગમાં, નીત પોઢતો,
અરર ધૂળમાં, આજ લોટતો;
પલક વારગો; પ્રાણ, ભાગશો,
વરણસંકરા, વીર ક્યાં વશ્યો. ૪

ગળપટા ધરી, ક્યાર આવશો,
પરમ પૂત્રરે, ઉર ભાવશો;
જનનિ વક્રને, ક્યાં ભિખાવશો,
વરણસંકરા, વીર ક્યાં વશ્યો. ૫

નથિ ઉછેરિયો, આજ માટ મેં,
દહન કાં દિધું, ના જતાં ગને;
સુત દઈ દગો, ક્યાં સિધાવશો,
વરણસંકરા, વીર ક્યાં વશ્યો ૬

અકુલાતુન.--(કપાળે હાથ દઈને) અરે પેલા ડાકતર સા હેબ આવ્યા ડાકતર સાહેબ આવ્યા! કોઈ ખુરશી લાવો કોઈ ખુરશી લાવો!

વિદૂષક.—(ખુરશી લાવતાં લાવતાં) આ પણ ડાકતર લો કની પિડાજતો! ડાકતર આવે ત્યારે ઘરમાં ખુર શી ન હોય તો પડોશીની પણ લાવવી પડે! અ ને ખુરશી વિના ડાકતર વળી ભોંય બેસે નહી! મોટો ધર્માંધ હોય પણ ડાકતર બૂટ પેહેરીને પ ણ રસોડામાં જાય કે તે ચૂંવાઇને રહે! એમ ઓપ! ડાકતરનો ભભકો!

રત્નપ્રભા.--(રોતાં રોતાં) રસોઇઆએ સવારે જરા બળે લી વેઢમી આપી તેથી તેની સાથે છેલ્લિ વારકાં લડીને જુદ્ધ કર્યાંરે દિકરા!

વિદૂષક.--અરે વેઢમીની ભાંકાણ કયાં છે? મોએથી બ ડીની બાસ તો આવે છે?!

અકુલાતુન.—(નિચુ માથુ ઘાલીને) પ્રભુ, પ્રભુ, પ્રભુ! દિ કરા તેં કોઈ પણ દિવશ પગ વાળવા ન દિધોરે દિકરા!

(માથે ગુલાબિયા રંગની પૂના ઘાટી ચંદેરી પાઘ ડી, કપાળમાં સૂખડનું આડુ ટિલું, વિલાયતી કાળા કોટ ઉપર સોનાનું ઘડિયાળ, ગળામાં ગળપટ્ટો, વિલાયપ પાટલુ ન, બૂટ મોજાં વિગેરે લગાવી ચસમાં ચઢાવી, નાંખેલ ખુ રશી ઉપર આવીને ડ કતર બેસે છે તથા થોડિક વાર પછી વર્ણસંકરની નાડિ ઝાલી હકિકત પૂછવા માંડે છે જે ઉપરથી)

વિદૂષક.--(શ્રોતા સામું જોઇને) ડાકતરોની રિત જોઈ કે? હાથમાં ઝાલે નાડી, પૂછે હકિકત અગાડી જુએ આખો ફાડો વળની નાંખે વાઢો એતે ડા કતર જુએ નાડી કે છેવટે અનાડી?!

રામભાઉ—(થોડીક વાર વિચાર કરીને)

शार्दूल विक्रीडित वृत.

माझा ठाउक नाहि काय गॉषटी, पूर्णांचि पोळीवरी,
पावेगा कमबखत सखत बदला, अल्लाहि अक्का सही,
व्यूसीमीडिस टोल्फ होल्ड ब्रेनमी, फइन्ड षटिवल्टवी.
खोवाजो तइयार ढाह फुटरी, मानीतु जे नावये. १

વિદૂષક—મોટામાં મોટા રાજેસ અપ્પુથી પણ જેનું ઉચ્ચાર કરતાં ઉચ્ચાર ન થાય એવા ગોર હાર અને લોથ રેટ ગોટેગ ખાવરીસ જેવા અઘરા ઉચ્ચાર એક પળમાં ડાકટર સાહેબ તો કરી નાંખે છે! આતો મોટા મિડિકલ સોજન દેખું!

રત્નપ્રભા—(રોતાં રોતાં ડાકુતરને ખૂશી કરવા) ડાકુતર સાહેબ! આપ તો ઘણુંજ જ્ઞાન પામેલ જણાવ છો! આપ જે શ્લોક બોલ્યા તેતો ઘણોજ ચમત્કારી દિસે છે; જેનું એક પાદ મરાઠીમાં; બિજું ઉરદુમાં, ત્રિજું યવન લિપિમાં અને ચોથું કચ્છિ ભાષામાં એમ વિવિધ પાદવાળું નવાઈ જેવું આ વૃત છે! કૃપા કરી તેનું ભાષાંતર સમજાવશો!

રામભાઉ—(અશુદ્ધ ગૂજરાતીમાં) અમે જે કોલેજમાં શિખી હતી તેની અધ્યક્ષ ઘણું સખ્ત હતું; ભણનારમાંથી જેને બે ત્રણ ભાષા ન આવડતી તેને તે કાઢી મૂકતી; જેથી અમારે વિવિધ ભાષા ભણવાનું જરૂર પડતું; તે સમયે તેની અમે—અવજ્ઞા કરતું હતું પણ હવે તે ઉત્કૃષ્ટ લાગેછે! અને વિશેશ અધ્યયન કરવા મહત્વાકાંક્ષા થાય છે!

વિદૂષક--દક્ષિણી લોકોની ભાષામાં મોટા મોટા સંસ્કૃત શબ્દ ઘણા આવેછે પણ તે સઘળા એકડા વિનાના મિંડાં જેવાજ સમજવા! હો!

રત્નપ્રભા- પરન્તુ એનું ભાષાન્તર જાણવા મારી અપેક્ષા છે!

રામભાઉ--મગ[1] એ શ્લોક તો ઘણીજ માર્મિક છે; તમે નગરશેઠનાં પત્ની છો અને તમે પૂછી જેથી મિ-સાંગતાઉ[2]; મટલ[3] એના પેહેલા પાદમાં કામજ્વર, શામજ્વર, દામજ્વર વિગેરે બાર પ્રકારની શ્રી સારંગધરરૂપિયે જે જ્વર કહી છે તેની ઉપર જવરાંકુશ આપવું એવો તેમાં અર્થછે; બિજા ચરણમાં વૃદ્ધમાલતી વસંત, સુવર્ણમાલિતી વસંત, સુદર્શન, રાજ્ય મૃગાંગ, પ્રાતાપીલકેશ્વર, હિરણ્ય ગર્ભ સુવર્ણ પર્પટી, મદનપ્રતાપ, મદનકામેશ્વર, લોકનાથ વિગેરે ઉત્તમ પ્રકારની હજાર હજાર રૂપિયે તોલાની માત્રાઓનું વર્ણન છે; ત્રિજામાં એક સમયે અમારા દાદા આપ્પા ટેકરે એક કિડીને લાગટ સાત ગાસ સુધી ઔષધ ખવરાવ્યાથી તે મોટો પર્વત ઉપાડી ગઇ, એરાવટ હસ્તિને તે ગળિ ગયું વિગેરેનું વર્ણન છે; અને ચોથા અગર છેલ્લા પાદમાં સાપ અજગર ગળે, બકરો સિંહ મારે, ઉંદર બિલાડિ તાકે વિગેરે એવી ઉત્કૃષ્ટ ભસ્મનું કથન છે; શિવાય અમારી પાસે કરેલાં ચૂર્ણ, કંકેડાંચૂર્ણ, પરવળચૂર્ણ, ઇંદ્રોરાચૂર્ણ, વિગેરે એવા તો ઉત્તમ પ્રકારની ફાકિયો છે, તથા મદનપાક, ગુરસાપાક, સોગલપાક વિગેરે ઉત્તમ

(૧) (મરેઠી) પછી. (૨) હું કહુંછું. (૩) મેં કહ્યું.

જાતના પાક કરવાના મૂર્ખસિંધુ નામના પુસ્તક-માંથી કાઢેલ શ્લોક છે તેનો જો અમે લક્ષપૂર્વક પ્રયોગ કરિયે તો ભિમસેનની માફક અમારી ઔષધ ખાનાર સવાલક્ષ મણ ખિચડી એક ક્ષણમાં ખાઈ જાય તોપણ તે ક્ષુધાતુર રહે! એવું ચમત્કારી ઔષધ જ્યારે અમારા પૂર્વજ કરતા ત્યારે તે ઉપર કંડો કંઠીના શિરપાવ થતું, તથા મોટા મોટા વર્ષાસન બાંધી આપતુ! પણ તે વિદ્યાની આજ તુલ્યના ક્યાં છે! જેથી તે મુકી દઈ મગ અમારે પણ બધા સાથે બૂટ મોજાં પહેરી આસિક એસીડ, મલેરિક ડસ્ટ. ટિંક્ચર ઓફ આયોડિન, અને થોડો એકના મેળવીદવા આપિયે; અને તેથી પણ ન મટે તો એકાદિક આંઉસ ખંડો અગર પોર્ટ! એટલે થયું! ડાક્ટર સાહેબમાં ખપિયે; મોટી મોટી ફી મળે! ઘેર ગાડી તેડવા આવે અને ઘર ભરાય! નિકર અમારા વડિલો એવિ હતી કે કોઈ બરાબર નાણાં આપનારી મળે તો ચિતામાં મૂકાવેલ આદમીને પણ ઉઠાડો એક વાર ઘેર લાવે!

વિદૂષક—(નિચો પડિને) પણ ડાક્ટર સાહેબ! એ તમામ પાકતો આપને અત્યાર ઘેર લેવા જવાનીએ જરૂર પડશે પણ તે સઘળા (હાથ બતાવીને) બંદાના તો કાંડામાંજ ભરી રાખ્યા છ! ચાખવાની છે મરજી?! તેમાં અમારો ગસ્સાપાક જોઈને તો આપ નક્કીજ પ્રસન્ન થશો!

અકુલાતુન—પણ આ હવે બેભાન થઈ ક્યારનો પડ્યો છે તેનું શું કરવું?

વિદૂષક—ડાકતરનું અને એનું બેનુંએ માથુ ફોડવું!

રામભાઊ—(નાડી ફરીથી ઝાલીને) મોં સધતાં તો પ્રેન્ડી નું પુષ્કળ ખાસ આવે છે જેની નિશાને બિષે તે વિશેષ બેભાન જણાય છે જેથી લિંબુ કે આંબલી ખૂબ પાવ? કેવી રિતનો કેસ છે તેની મને ખબર ન હોવાથી દવા તો હું લાવી નથી, ઘેર જઈ મોકલી દઈશ.

વિદૂષક—ત્યારે અર્ધ રાત્રિયે તે શું લગ્ન મ્હાલવા તમને બોલાવ્યા હશે! તેડવા આવનારને પૂછિયે નહિ? માથું ફુટી અંદર લોહી નિકળવા છતાં લિંબુ અને આંબલી પાવાની ભલામણ કરનાર અના ડી ડાકતર તમે કિ વિલાયતમાંથી આવ્યા છો!

અફલાતુન—ત્યારે હવે તેને પરેજી પળાવવી કે નહિ? દૂધ માટે તો સવારે એ ઘણીજ માંડાઈ કાઢશે મને નથી લાગતું કે ડાકતરલોકો દૂધ માટે કાંઈ બાધ લેતા હોય?

રામભાઊ—ના, ના, ના, દૂધ ના આપશો! દૂધ ઝેરી! જ્યાં સૂધી બરાબર આરામ ન થાય ત્યાં સૂધી માત્ર ખાટામાં ખાટી છાશ અગર એકલું આં-બલિનું પાણીજ પાયાં કરજો? મારી દવા સર્વ ઝેર ઉતરી નાંખશે સિવાય શિખંડ દૂધપાક ખૂબ ખવરાવવાં તથા શાકમાં રિંગણાં, મોગરી એવું ગરમ શાક ન આપતાં કોળું, ભિંડા, બટાટા, પાપડી, ગુવાર વિગરે રોજ માગે તેથી બમણાં આપવાં!

વિદૂષક—એ ઔષધ બરાબર! ઝટ પાર આણશે! (શ્રો-તા સમિપ) જીવવાનો હો?

અફલાતુન—(હાથ લાંબો કરિને) ત્યારે ડાકતર સાહેબ, જરા મારી નાડ જોશો! મારૂં શરિર દિન પ્રતિ

દીન કેમ વિશેષ નરમ લાગતું હશે?

રામભાઉ—(નાડ ગ્રહીને) મ્હનજે[1] આપને કોઈ મહા પ્રકારની અતિ ચિંતા જણાય છે! શરિરમાં જેટલું લોહી થતું નથી તેથી બમણું રોજ બળી જાય છે, માટે એના ઉપર તો--

વિદૂષક--તો શું?

श्लोक.

चिंता चिंता समानास्ति, बिंदु मात्र विशेषतः ॥
सजीवं दहते चिंता, निर्जिवं दहते चिता ॥ १ ॥
(ભાવાર્થ ખુલ્લો છે).

નિકર—

श्लोक.

शरीरे जर्जरी भूते, व्याधी ग्रस्ते कलेवरे॥
औषधं जान्हवितोयं, वैद्यो नारायणो हरी॥ ॥ १ ॥

ભાવાર્થ--વૃદ્ધે તો વૈદ્યનું ઔષધજ ન કરવું; માત્ર નારાયણ કહેતાં જે પરિબ્રમ્હ તેનુંજ ઔષધ-સ્તવન-કરવું. (મનરાઈ ગયેલ આવેષમાં અનુચર પ્રવેશ કરે છે).

અનુચર--(નમશીકને) અરે આટલી બધી રાત્રિએ કોણ જાણે રૂપશંકરભાઈને શું એ થયું છે! ઘણા ઘણાં ઓખડ વેખડ કર્યાં ઘણા ઘણા શોક કર્યાં પણ કશાનીએ ટેકી લાગતી નથી અને બમણું બમણું શરીર તણાઈ જાય છે!

રત્નમાળા--અરે એકને મરતું નથી ત્યાં પેહેલાં બિજાને કયાંથી થાય છે! અરે પ્રભુ આ દશા તે કેવી બેઠી છે!

---

(૧) (મ) એટલે.

વિદૂષક--સપુત પ્રકટ્યાથી લોઢાને પાયે પનોતી બેઠી છે!

અકુલાતુન--(ગભરાઇ જઇને) અરે ડાકતરસાહેબ આ-
ગ્યાનુસાર હાજર છે, માટે બનતી ત્વરાથી ત્યાં
ચાલો ત્યાં ચાલો?!

રત્નપ્રભા--(જતાં જતાં) હાય હાયરે મારા કાળજડાં!
(વર્ણસકરને અંદર સૂવાડી રાખે તે તરફ દોડી
જાય છે).

—◦◦◦—

## પ્રવેશ ૩ જો

સ્થળ રૂપશંકરનું શયનાલય.

રૂપશંકર (બે ભાનાવસ્થામાં એક પલંગ ઉપર
તથા પછીથી) અકુલાતુન, રત્નપ્રભા, રામભાઉ ડા
કતર વિગેરે.

વિદૂષક.--(રૂપશંકરના કોચ સમિપ ઉભો રહિને,--
છપ્પય છંદ.

ફળો વિનાનાં વૃક્ષ, તજે જ્યમ ખેચર ખોટાં,
દગ્ધ થતાં મહા વન, તજે જ્યમ મધો મોટાં;
રસ હિન થાતાં ફુલ[1], તજે જ્યમ મધુકર કાળા,
રાજ્ય ભ્રષ્ટ રાજાન, તજે જ્યમ મંત્રિ મૂછાળા;
કામની ધરની કામીના, દરિદ્ર થતાં પતિ જ્યમ તજે,
ત્યમ સ્વાર્થિ સૃષ્ટીમાં સહુ, સ્વાર્થ વિના નવ કો ભજે. ૧

અરે! એ સહુતો પડતી સ્થિતિમાં આવતાં તજી દે
છે પણ આ આપણા હાલ નિશામણિ સમ પ્રકાશ માન
પ્રતિનાધીના અવસાન સમયેરે કેમ કોઇ પણ વ્હારે ધાતું
નથી! અરે એમની સ્ત્રી, તેમનાં માત પિતા, એમના ભાઇ
ભાંડુ, તેમના મિત્ર, એમના સંબંધિયો, અરે દિવશને વિ

૧ કમળ. ૨ આપ્યરનો વખત

શે તેની તેનાત ઉઠાવનાર તેને ચમર કરનાર, તેની ખુશામત કરનાર હજારો પ્રાણિયો બિલા વનનાં પક્ષી પઈ અત્યારે ક્યાં જતાં રહ્યાં! અરે આ નિરપરાધી પશુના હાથ પગ ખેંચાઈ જાય છે; તાણથી અગર બિજો કોઈ હગો ફટકો થવાથી તે પલંગ ઉપર પડી મોત અને આયુષ્ય વચ્ચે પછાડા મારે છે! અરે એક નિમિષ માત્રમાં તેનું શું થશે તેની જ્યારે કલ્પના પણ થતી નથી એવા બારીક સમયમાં તેના સ્વાર્થિ સંબંધીઓ ક્યાં જતાં રહ્યાં! અરે! કોઈ ધાવ કોઈ ધાવ!!

(એટલામાં અફલાતુન, રત્નપ્રભા, ડાકતર વિગેરે પ્રવેશ કરે છે).

અફલાતુન.—(ગભરાઈ જઈ આંખમાં આંસુ આણતાં તેને પથારીમાં લઈ) પુત્ર! પ્રિય પુત્ર!! સૂર્યકુળ ભાણ!! કૂળ દિપક! કૂળ તારક!! પુત્ર! પુત્ર!! પુત્ર!!!

રત્નપ્રભા.—ભાઈલા! ભાઈલા!! વ્હાલિડા! બકુડા! લાડકા! બેટા! બેટા!! એક વારતો બોલ!!

(ઉત્તર મળી શકતો નથી એટલે).

અફલાતુન.—(ઓશિકા ઉપર બેસી તેનું માથુ ખોળામાં લેતાં લેતાં) ડાકતર સાહેબ! એને શું થયું છે તે કૃપા કરીને કહો? અરે હવે મારો જીવ કેમ રહેશે! અરે મારૂં શું થશે! કુળનું તો નિકંદન પડ્યું!! (રોવા માંડે છે).

રામભાઉ.—(નાડી જોઈ નિશ્વાસ નાંખીને) હરી, હરી હરી, હરી!! કોઈ દુષ્ટએ એમને વિષ ખવરાવી છે! અરેરે હું એકદમ આવી જેથી કાંઈ દવા તો લાવી નથી.

રત્નપ્રભા.—(ડુસકાં ભરતાં ભરતાં) અરે એ ઘોર કર્મ

તે કોણે કર્યું હશે! એવો તે કિયો વેરી જાગ્યોરે મારાં માબાપ! હો! હો!! હો!!

વિદૂષક—વેરી માના પેટનો! જગતમાં માના પેટ શિવાય બીજાઈં અને પિત્રાઈ વિના બિજો વ્હેરી હોય નહીં; અને હોય તોપણ તેને તેના જેટલો ભાવ (દ્વેશ) આવે નહિ!

રામભાઉ—સરકયુલેશન ઑફ બ્લડ[1] જ્યાં સુધી બંધ ન પડે ત્યાં સુધી સ્ટમકપમ્પ[2] વિગરે હજારો સાધન થી અમે વિષ ઉતારી શકિયે છીએ; પણ (નાડી બતાવીને) આ જૂઓ; સરકયુલેશનર બંધ પડવા માંડયું જેથી—

વિદૂષક.—જેથી તે શું? રાંડના ઊંટ વૈદ્ય? જૂઠ બોલ બકનાર તું કયાંથી આવ્યો છે? અરે બિજા કોઈ કાબિલ ડાકટરને બોલાવો બિજા કોઈ હોંસિયાર વૈધને બોલાવો! કોઈ ઉસ્તાદ હકિમજીને બોલાવો! બોલાવો! બોલાવો!!

(ડાકટર તથા વૈધને જેમ જેને સૂઝયું તેમ તેને તેડવા અનુચરો દોડી જાય છે).

અફલાતુન—ડાકતરસાહેબ! વિષ વિષે બૂમ ન પાડશો! દેશમાં અપકીર્તિ થશે; પણ ઘર ઘાલ્યુંરે દીકરા હો! હો!! હો!!!

(ઉલટી થવાની બે ત્રણ પ્રકારની દવાઓ ખવરાવે છે પણ ગળે ઉતરતું નથી એટલે)

રત્નપ્રભા.—આતે કિયા જનમના વેર વાળ્યાંરે દીકરા! હો! હો!! હો!!!

---

૧ ર કુતગમન; લોહીની ગતિ.

૨ વમન કરાવવાનું એક વૈદ્યકી સાધન છે.

અફલાતુન—પેટમાં પેશી પાળી મારીરે દિકરા! હો! હો!! હો!!!

વિદૂષક--અરે અધમ જેઠ જોઉ સુખ માણનાર, પતિનું નામ બોળનાર, આર્ય દેશની કૂડી રૂઢિયોને ઉત્તેજન આપનાર પેલી કર્કશા (કૂબજા). આ વેળાએ કયાં જતી રહી! અરે ઘોર કર્મ કરનાર નિર્લજ પાપી સ્ત્રિયો તમને તો હું અબળા શી બાબત કહું? ઉપર ઉપરથી નાજુકી ભરેલા આવ ભાવ બતલાવી, કોમળ કાળજુ દર્શાવી, કાચી સમજણ દેખાડી, તમારા સાધારણ શોકની ખાતર, તમારા આશકને ઠંડો પાડવાને માટે, તમારા લોભના અર્થે, તમે કેવાં ઘોર કર્મ કરોછો! કેવાં પાપી કામો આદરોછો! સાધારણ અંધારામાં જતાં છળી મરવાના મિષ કાઢી ધારેલો મોરચો પાર ઉતારતાં કેવાં નિર્લાજરા થાવછો? અરે તમે તે અબળા કે સબળા?

ગીતિ

પાવક[1] દૂર્જન[2] સર્પો, જમાઈ ભાણેજ ત્રિયા[3] અતિ ભરિયે;
ઊર વિશે ઉપકારો, જાણે જગમાં કદાપ નવ જરિયે! ૧
પ્રત્યક્ષ રાક્ષસિ નારી, દર્શન કરતાં ચિત્ત ચોરિ લેતી;
સ્પર્શ થતાં બળ વળિતે, રતિ સુખ વિશે પણ શકિત હરિ લેતી. ૨
પુરૂષથી બમણી આહારી, અષ્ટ મદનમાં સદૈવ વસનારી;[4]
છંછેડેલી નાગણ, તક આવે તો કદી ન ચુકનારી. ૩
(એવી) કપટી મૂર્ખિ નીર્દય, જૂઠી પાપી મલિનજ નારી છે;

૧. અગ્નિ. ૨ કુટિલ પુરૂષ. ૩ સ્ત્રિ.
૪ પુરૂષ કરતાં સ્ત્રિયોને આઠ ગણો કામ હોય છે માટે અષ્ટમદના.

મોહિ પડ્યો શું મૂર્ખો, પોળે દા'ડે ફસાવ નારીછે! ૪

(બિજા ડાક્તરો ત્વરાથી આવી પોચે છે, અને ઘણાં દવા દારૂ કરવા છતાં વિષ પસરી જવાથી ઉતરતું નથી જેથી આખરે આત્મા વિનાની દેહ પડી રહે છે એટલે).

રત્નપ્રભા.—ઓ—ઓ—હિ—ક—

અફલાતુન.—ઓ—ઓ—મા—

(બન્ને મૂર્છાગત થઈ ભોંય પડે છે).

—∞—

## પ્રવેશ ૪ થો

### સ્થળ પૂરાલય.

રૂપશંકરના તમામ મિત્રો, ઇંદ્રપૂરીની એકંદર વસ્તિ વિગેરે વિગેરે—

પહેલો મિત્ર.— શિખરીણિ વૃત.

અરે સ્નેહી મારા, તરૂણ અવસ્થામાં ચિઠ ગયો,
મુકી બાંડુ રોતાં, ક્રુર અધક તું શા થકિ થયો;
દિઠું ના કે મારૂં, નજર કિધિ તેં શું જગ વિષે?
વિરા કો દી હાયે, પરમ તુજ પ્રીતી નહિ ખસે! ૧
સહુ ફાં ફાં ખાઉ, અતિ ચપળતાથી ઉડિ ગયો,
રહ્યો તું ક્યાં પ્યારા, વિરહ તુજ વ્હાલા શિઠ થયો;
રૂદેમાંતો તારી, મનહર છબી સજ્જડ ઠસે;
વિરા કો દી હાયે, પરમ તુજ પ્રીતી નહિ ખસે! ૨
ખુશી બાપી સાઞ્ઞી, પ્રતિનિધિ કિધો જ્યાં પ્રિય તને,
અરે આજે થાયે દિલગિરિ દિસેરે બહુ મને;
ખમાયે ના એતો, કયમ કરિ કહું હું કહિ "હશે"

વિરા કો દી હાવે, પરમ તુજ પ્રીતી નહિ ખસે! ૩
જવું તું જો જ્યારે, પ્રિત અતિ ઘણી રાખવી નહીં,
અને રાખીયેતો, વિરહ કરિ જવું નહિ કંઈ;
હવે તો શું થાશે, શરિર જીવ જૂદાં થઈ જશે,
વિરા કો દી હાવે, પરમ તુજ પ્રીતી નહિ ખસે! ૪

ચરિત.— લલિતવૃત્ત.

જગત ઈશરે, હાય શું થયું,
અમુલ્ય રત્નતો, હાથથી ગયું;
અસહ્ય કોપ શું, નાથનો થયો,
અમલદારરે, હાય ક્યાં ગયો! ૧
કઠિણ કાળરે, કેમ આવિયો,
ખબર કારમી, ક્યાંથિ લાવિયો;
જન સહૂ લડે, તું જતો રહ્યો,
અમલદારરે, હાય ક્યાં ગયો! ૨
વદન નીરખી, હર્ષ પામતા,
ખબર માઠિ આ, સુણિ કાંપતા;
અરર શું બળી, રાખ તું થયો,
અમલદારરે, હાય ક્યાં ગયો! ૩
પરમ પ્રાણરે, આજ ચિત્તથી,
નિમિષ દુર તું, તો જતો નથી;
વિસરશો કયમે, કેમ તે કહો,
અમલદારરે હાય ક્યાં ગયો! ૪
અમલ તુજમાં, સૂખ મ્હો હતું,
વિમળ વેણથી, કાર્ય સૌ થતું;
કમળ કાંતિના, ક્યાંહ તું વહ્યો,
અમલદારરે, હાય ક્યાં ગયો! ૫

એક પ્રદેશી— (એજ રાગ.)

અપર યોગમે, આજ તેં કર્યો,

સપટ સો જના, સૂખ શેં હર્યાં;
કપટ રાખિને, કુયાંહ તૂં રહ્યો,
પ્રતિનિધી[1] અરે, હાય કુયાં ગયો! १
અવધિ આ સમે, તેંહ તો કરી,
ખચિત ઊર[illegible] વ્હાલિડા મરી;
પતિત ભ્રાતનો, શાપ તો નડ્યો,
પ્રતિનિધી અરે, હાય કુયાં ગયો! २
વિહિત[2] તેં કિધાં, ગામ ગામમાં,
સુખદ નામ છે, ધામ ધામમાં;
ગરિબ બેલિ તું, દીન[3] તેં ચહ્યો,
પ્રતિનિધી અરે, હાય કુયાં ગયો! ३
જગતમાં રહી, મૃત્યુ પામવું,
પગલું તેં ભર્યું, હાય કુયાં નવું:
ભર જુવાનિમાં, સ્વર્ગ શું લહ્યો,
પ્રતિનિધી અરે, હાય કુયાં ગયો! ४
કિરતિ મેળવી, નાનિ ઊમરે,
સ્વરગ લે જવા, મિત્ર તેં ખરે;
દમલબાજ તો, ના હતો થયો!
પ્રતિનિધી અરે, હાય કુયાં ગયો! ५

એક પ્રવાશી—ખરે આવો બિજો બૂધ્ધિવાન, શોર્યવાન, યશવાન, કૂળવાન, સંપત્તીવાન અને પ્રાતાપી નર મળવો હવે દૂર્લભ છે!

એક મુસાફર—ભાઇ! તેના મુર્ખ ભાઈને શિર એટલો ડાઘ રહિ જવાનો હશે તે મુજબ નિપજ્યું છે; એક પોપટની માદાના બે બચ્ચાં સૂસંગ અને કૂસં-

---

१. પ્રધાન, દિવાન, કાર્યભારી. २. પરોપકારનાં કામ.
३, ગરિબ, અનાથ.

ગમાં પડતાં જેમ ફળ થયું હતું તે પ્રમાણે આ પણ થયું છે; નાની ચૂક કેવડું મોટું રૂપ પકડે છે (અર્થાત કુલક્ષણાં છોકરાં સુધારવા તરફના સેજપણ અખાડા કેવા ભયકારી થઈ પડે છે) તે આ ઉપરથી સ્પષ્ટ રીતે સમજાઈ આવે છે!

એક જતી—ભાઈ! ભાવિ પણ બળવાન છે; બનવા કાળ હોય તે પ્રમાણે સદૈવ બન્યાં જાય છે; નિકર મોટો ભાઈ નાના ભાઇને વિષ દે એ વાત કોટી ઉપાયે પણ બનેજ! પરન્તુ ભાગ્યદેવી આગળ પૂજ્ય રામચંદ્રજી જેવા પણ એક સમયે ઠોકર ખાઈ ગયા હતા! નિકર સોનાનો મૃગ, તેને માટે સિતાજીની જક, તથા પરિણામે તમને પડેલ અગાધ કષ્ટ કોઈ બીજી રિતે નિવડેજ?!

ગીતિ.

સુવર્ણ મૃગ સરજ્યું ના, કરણે પણ નહિ શ્રવણ કીધું'તું;
નજરે દીઠું ક્યાંથી, ભાવિ ભૂલાવે રામશું વિત્યું'તું. ૧

(અતિ શોકમય થઈ સર્વે વેરાઈ જાય છે).

—⊰⊱—

# પ્રવેશ ૫ મો.

સ્થળ સ્વૈરિણી ગૃણિકાગૃહ.

સ્વૈરિણી તથા વર્ણસંકર.

સ્વૈરિણી.—(વર્ણસંકરને આવતો જોઇને) આવો ફક્કડ લાલ! આજ તો કાંઈ ઘણાજ હર્ષમાં? ગામમાં આજ ચાર પાંચ દિવસથી ઘણોજ ઘોંઘાટ મચી રહ્યો છે! મારા સેજ કહેવા ઉપરથી તમે ઠીક ધા

ટ ઘડી નાંખ્યો! એમજ ઘટે! હવે તમારા બાપ
ની તમામ મિલકતના તમેજ આખા હકદાર થ
યા! તમે હિંમત બ્હાદુરતો ખરા એમાં શક ન
હિ! (મશકરી કરી ખૂબ હસે છે).

વિદૂષક.—અભાગિની સ્ત્રી, એ સર્વ તારાંજ કર્મ છે! દિ
વશ રાત્રિ સમજી રાત્રિ દિવશની પેઠે કાઢનાર
નર્કવાશી જીવ, આ ભવમાં તો ગણિકા અવત
રી છું પણ પેલે ભવ રૌવ રૌવ નર્કમાં પડતાં પ
ડતાં પણ તારો છુટકો નથી! સંખિણી, પિશાચિ
ણી, મર્કટને ઉશકેરી કૂકર્મ કરાવી પાછી તેનીજ
મશ્કરી કરે છે! પણ એતો તારો જાતિય સ્વ-
ભાવ છે કારણઃ—

રોળાવૃત.

હસે જારિણી[1] જોઈ, પતી નિજ પૂત્ર રમાડે,
હસેછ પૃથવી આપ, કૃપણ[2] જ્યાં ધન સંતાડે;
હસે વિધાત્રી જોઈ, બ્હિકણ જો કાપ બચાવે,
હસેછ કુલટા[3] નાર, કુકર્મ ફરિ એજ કરાવે! ૧

વર્ણસંકર—અરે ભાઈ મોટા મોટા થઈ આમ તેમ લાં
બા લાંબા ફરતા હતા જેથી પ્રથમ તેનીજ સ્ત્રી
ને મેળાવી રાત્રેજ ઘાટ ઘડી નાંખ્યો!

સ્વૈરિણી.—પણ એમની સ્ત્રીની તેથી તો ફજેતી થઈ
હશે!

વર્ણસંકર.—ફજેતી શેની થાય? એ ત્રણ દિવશ આગળ
માંદી પડ્યાનું મિષ કાઢી તે પિયરમાંજ રહેતી
હતી; એક દિવશ તેના ધણી શિવાય કોઈ પણ
ન જાણે એમ રાત્રે મોડી આવી અને પછી—

૧ વ્યભિચારી સ્ત્રી. ૨ કંજુસ. ૩ ચંદ સ્ત્રી.

વિદૂષક—પછી કસાઇઓએ મળી પરમાર્થનું કામ કર્યું!
સ્વેરિણી.—પણ આજ કાંઈ લાવ્યા છો?
વર્ણસંકર.—તે ત વળી આલે કે? કોઈ પણ વખત કશું એ લાવ્યા વિના આવ્યા છિયે?
(કપડામાં વિંટેલ દાગિના કાઢીને આપે છે).
વિદૂષક.—બન્નેનાં નામ પાડનાર શંખિણી કોઈ પણ ગોઆરી મૂઈ નહિ હશે! રાંડ સાવણી ત શાએ વર્ણો!
સ્વેરિણી.—(હર્ષ પામને) અહો! આ વખત તો ઘણીજ સારી ધાપ મારી આવ્યા છો! વાહ! આ પ્રમાણે રોજ કરો તો કોટના માદળિયા પેરે ન રાખું?
વિદૂષક.—પેલી કોઠીમાં બન્નેને પૂરી ઉપરથી ખૂબ મિઠુ નાંખ્યું હોય અગર ઘાણીમાં ઘાલી પિલ્યાં હોય તો જગતમાંથી ભાર જાય!
વર્ણસંકર—(સ્વેરિણીના વખાણથી મકલાઈ જઈને) કહો કેવી ઉસ્તાદીથી દાગીના લાવ્યોછું! કોઈએ પણ જાણ્યું નથી હો?!
વિદૂષક—દુષ્ટા! આખી આલમમાં તારો ધિઃક્કાર થયો; ફજેતીના ફાળકા થયાઃ આથી ત હવે વિશેશ જાણ શિ કરવી છે? અક્કલનો કૂટેલ, ઘરનો ખૂટેલ, રાંડનો લૂંટેલ, અને કૂટ્ટાના ફૂટેલ પરાક્રમ કરી પાછો કેટલો હર્ષ પામે છે

મનહર છંદ.

નઠારો જે જન હોય, નઠારૂં કરિને કામ,
નઠારી હિમત મન, માંડી તે તો આણે છે;
નઠારી તે શિખ માને, નઠારૂં તે જગ જાણે,
નઠારી મા બાપ અને, નઠારૂં સૌ જાણે છે;
નઠારા વિચારમાં તે, નઠારો અમાડી થાપ,
નઠારૂં કરિને કાગ, નઠારૂં ક્યાં માને છે!

ન ઠાર્યાં પાડા પડોશી, નઠારો જનમ ગયો;
નઠારૂં મનુષ્ય જાણે, નઠારૂં કો જાણે છે?! ૧

ગીતિ.

ધૂળ પડી જનનીને, કુક્ષિ વિષે નવ રત્ન કદી પાકયું;
નૂર ગૂમાવી બેઠી, વંઝયા મેણું એથિ સર્સ રાખ્યું! ૧

સ્વૈરિણી—સહુ કરતાં તમે તમારાં ભાભીનાં. ધૂલેરનો તડાકો માર્યો એથી તો હું આજ અધિક પ્રસન્ન થઇ! કારણ એ હિરે જડિત ધૂલેર ઉપર મારો ઘણોજ મોહ હતો?

વિદૂષક—હરિભાઈ ધૂલેર[1] પણ ત્યારેજ થપાકની નિકર જગતમાં માત્ર વર્ણસંકર નામથીજન ઓળખાત!

વર્ણસંકર.—(મુઝાઇને) જે જોઇએ તે આપે બેધડક મારી પાસે માગી લેવું; મારો પ્રાણ પણ આપનાથી દૂર નથી!

વિદૂષક—અરે તમારો અને તેનો બન્નેનાં પ્રાણ દૂર થાય તો ઠેર ઠેર દેવને દિવા ન માનું!

સ્વૈરિણી.—(ઊચી કિંમતના લાવેલ દાગિના પોતાને હવે ઘણા દિવશ પચશે નહિ ધારિને) મારા વિચારમાં છે કે આપણે હવે અહીં જાસ્તી રહેવામાં માલ નથી; વળી એકની એક જગ્યાએ ઘણો વખત રહેવાથી મારી પ્રકૃતીમાં પણ બિગાડ થવા માંડયો છે જેથી તમારી મરજી હોય તો આપણે અહીંથી હવે કૂછ કરિયે?

વિદૂષક.—અહીં આવ્યા બાદ તો લાલ ચોળ તાતીમાતી થઈ છું ને વળી શા ધા પડયા છે! પણ એતો

1 અમદાવાદમાં મૂર્ખને હરિભાઈ ધૂલેર કહેવાનો ચાલ છે.

હું સમજ્યો!

**વર્ણસંકર.**—હા ઘણા દિવશથી તમે કહે કહે કરો છો મા કે તમારો તેવો વિચાર હોય તો આપણે પણ તૈયારજ છિયે; છેલ્લિ વેલ્લિ હવે સત્યવતીની થાપ મારી લઈયે એટલે થયું! પછી ગંગા નાહ્યા!

**વિદૂષક.**—કિર્તિવંત જુવાન ભાઈને મારયો, માત પિતાને અપંગ કર્યાં, હવે છેલ્લે બાપડીને પણ રોવરાવ એટલે પુરે પુરી ગંગા નાહી ચુકયો!

**સ્વૈરણિ**—હુંતો એમ ધારૂં છું કે જો આપણ બન્ને સાથે ઉપડીશું તો પોકાર પડી જશે; વળી આ વાતની રાજાજીને પણ મણે સણે ખબર પડી ચૂકી હોય એમ મને લાગેછે, કારણ છુપી પોલીસનાં આદમી હવણાં આ રસ્તેથી વારંવાર આવતાં જતાં દેખું છું માટે પ્રથમ કાલે હું જઉં અને બે ત્રણ દિવશ રહી તમે જરૂર આવજો!

**વર્ણસંકર**—અરે રાજાજી શ્યા અને છૂપી પોલીસ શી? રાજા તો જ્યારથી તેનો માનિતો દિવાન ગૂજરી ગયો ત્યારથી હોલે દિલ બની ગયો છે! મૂહલ બ્હાર આવતોજ નથી! એતો પોલિસના સિપાઈઓ બિજા કોઈ કામે જતા આવતા હશે! તેમ છતાં પોલિસના સિપાઈ શું કરનારછે; બધાએ મારા હોદેલ છે, જેથી એકે એકની ચોટી મારા હાથમાં છે!

**વિદૂષક**—તે વળી ચોરના ભાઈ ઘંટી ચોર હશે! પોલિસને બિજો ધંધો શો!

**વર્ણસંકર**—તોપણ લોક મારા સામી આંગળીઓ કરી તુચ્છકાર કરે છે જેથી એ જુક્તિ તમે ઉત્તમ બોળી છે પણ હું તમને મળુ કયાં?

વિદૂષક—જમપૂરીમાં!

સ્વૈરિણી—હું હમણાં કચ્છ માંડવી થઈ દ્વારકાં જઈશ, માટે તમે પણ સત્વર ત્યાં આવી મળજો!

વર્ણસંકર—ઠિક ત્યારે તમો હવે જલદી કરો: હું પણ આજને આજ આવાંજ બિજાં કામ આટોપી લઉં! પરન્તુ આજ રાત્રે તમે જરૂર તાકીદ નિકળજો?

વિદૂષક—અરે એતો તમારે કહેવુંજ નહિ પડે!

(સર્વે જાય છે)

## ત્રિતિયાંક સમાપ્ત.

(પાત્રની ગોઠવણ થાય ત્યા સૂધી વિદૂષક રંગભૂમીમાં ઉભોં ઉભો "સ્નેહિ સહુ સંતાનને ન ચડાવો" એ ગાયન પુરૂં કરે છે)



# અંક ૪ થો

પાત્ર.

વર્ણસંકર.......... .... ..ઈંદ્રપૂરીના નગરશેઠનો પૂત્ર.
ભભૂતગર...... .....................એક કિમિયાગર.
ઈંદ્રભાનુ..........................પ્રભાવતીનો રાજા.
ઈંદ્રપ્રભા..........................તેની રાણી.
ચંદ્રભાનુ..........................તેનો પૂત્ર (કુંવર).
મનમોહિની..........................તેની બેન (કુંવરી).
પ્રવિણસાગર..........................ઈંદ્રભાનુનો પ્રતિનિધી.
શંખભટ્ટ..........................તેનો પૂત્ર.

ગજરાજ, હંસરાજ, જગરાજ તથા જસરાજ. } ચંદ્રભાનુના ખાસ સ્નેહી.

સુલોચના, મૃગાક્ષી, હરિણાક્ષી, અભાગિની, પુરૂષદ્વેષિણી } ..........................પૂરવાસી સ્ત્રિયો.

કણ્વ., શાન્તનુ. } ..........................મહર્ષિયો.

ખાખીબાવા..........................મઠાધિકારી.

સિતારામ., તુળસિદાસ., ભગવતિદાસ., ગિરધારિદાસ., શ્રીવદાસ., કૃષ્ણદાસ. } ..........................ખાખીબાવાના શિષ્ય.

—∞—

# પ્રવેશ ૧ લો.

## સ્થળ પ્રભાવતી નગરીની સિમ.

વર્ણસંકર (તથા પછીથી) ભભતગંર.

**વર્ણસંકર**—(સ્વગત)

પ્રીતિ

પ્રીતનિ રીત ન રાખી, યાત્રા કરવા કહી ગઇ નારી,!
અંત ન બેઘ હું માનું, જૂદો તારો ડઉંશ અતિકારી!! ૧
તું પતિ વતિ હતિ સારી, કુયાં જે નિરખું વદન પરમ પ્યારી!
ગતિ ગઇ સતિ અતિ તારી, ઇચ્છા નારી કરેછ કમનારી!!૨

અરે! હું સાત કમનો કમ તે એક તુચ્છ બાપડીથી ઠગાઇ ગયો! અરે એ રડા કચ્છ માંડવીનું નામ દઇ પ્રથમ દક્ષિણનો રસ્તો પકડી આખરે ઉત્તરમાં ગઇ! જેને જેને પુછુંછું તે તમામ તો એમજ કહે છે કે તે તો કૈલાશપૂરી તરફ ગઇ! હવે ત્યાં જઇ મળિયે એટલાં સિધાં અમર શામ આપણામાં નથી! ઇંદ્રપૂરીથી પ્રભાવતીજ આશરે પચાશેક કોસ છે જે જેમ તેમ કરી વટાવી ખારે દિવસે આજ અહીં આવ્યો ત્યારે એ હિસાબે ખરૂં માલ કેટલે વર્ષે પહોંચાય? અરે કૈલાશપુરી તો ખળી પણ આ પ્રભાવતીનીજ સિમ આવી છે તો પણ મારે મન તો તે કોઠી કોસ છે! જ્યાં જેમ તેમ કરી આજ સાંજ સૂધીમાં પણ પહોંચું તો ઘણે દિવસે શેર ચોટ ભેગો થઉ! (પગ તરફ નજર પડતાં) અરે પ્રભુ! કાંટા ભાગી ભાગીને અને ઠેશો ખાઇ ખાઇને પગ કેવા સોજી લુવાણ થઇ ગયા છે! અરે કર્તાર આ તારો શો કોપ!

**વિદૂષક.**—કોણે કહ્યું હતું કે ગધ બાવળિયે ચડિયો ઓર ઉવાસે પડિયો!

(પાંચ હાથ ઊંચો, સીદી જેવા કાળા ચેહેરાનો તમામ કાળો પોશાક પ્હેરી મુસાફરના આવેશમાં કિમિયાગર પ્રવેશ કરે છે).

**વર્ણસંકર.**—(તેને જોતાંજ અચમ્બિત થઈ જઈને) ઓ મારા બાપરે! આ અવધૂત જેવો કોણ હશે! શું મને પકડવાને નહીં આવ્યો હોય! ઓ મારા બાપ બાપોરે બાપો! અરે આતો મારાજ તરફ દોડતો આવે છે! (પાસે આવ્યો એટલે ચમકીને) અરે ભાઈ તમે કોણ છો? શા માટે મારા સામા ધાયા ધાયા આવો છો? મને મારશો નહીં મારશો નહીં! તે આગમચ જે જોઈએ તે મારી પાશેથી સુખે લઈ લેજો! અરે શું તમે અઘોરી છો? છોકરાં પકડી જનાર બાવા છો? કે કોણ છો?

**વિદૂષક**—એ તો ઠેઠ ચિનથી આવેલ તમારા કાકા બાપ છે!

**કિમિયાગર**—(હાથ ઊંચા કરીને)

### હરિગીતછંદ.

અતિ જળ વિશે મ્હા સ્થળ અને સ્થળ, માંહિ જળ કરવા તણી;
બાંધ્યા વિના લણવું સહુ અદ, ભૂત શકતી અતી ઘણી;
અવકાશ[1] પાતાળ નાંખીયે. પાતાળને ઉછાળિયે,
મ્હા ભૂપનું[2] સહુ રૂપ હરતાં, રંક[3] રાય બનાવિયે. ૧
વિશ્વાશ ધરતાં આશ પુરિયે, નાશ થાય પનોતિનો,
કથ શેર સોનુ શેર સાટે, સરળ ધંધો સોનિનો;
કદિ હોય મરજી કોય જનની, કનક ક્ષેત્ર નિહાળવા,
અમ પલક એકજ ધ્યાન ધરિયે, ખલક[4] લ્યો બતલાવવા. ૨

૧. વ્યોમ; આકાશ. ૨ રાજા. ૩ ગરિબ. ૪ જગત.

સંસારમાં નવ સાર જોતાં, દ્વારં[1] યાત્રા જઇએ,
માર્ગે મળે જે મિત્ર તેને, મિષ્ટ પય[2] નિત પાઇએ. ૨
પરવાહ ખિજ્ન કોની નથી, પડતા નથિ જંજાળ[3]માં,
એમ ઇલમ થકી અહરનિશ સોનાં, સાધિયે ક્ષણ વારમાં. ૩

વિદૂષક—આકાશ અને પાતાળને ઉછાળવાનાજ જો દમ હોય તો હિંડી હિંડી થાકીને કૂશ નિકળી જતાં મોં ઉપર આવડી બધી ધૂળ પડી છે તેમજ બોલતાં બોલતાં આટલા બધા જે શાંસલા ખા ઓછા તેજ હોય કે? જોજો ભાઇઓ આ ઠેઠ મિનના શાહુકાર આવ્યા છે! બગલભક્તો દ્વારકા ની યાત્રા કરવા નિકળી પડયા છો ભાઇ ચેત જો ચેતજો! પણ ઉભા રહો, કહો માર્ગમાં કેટલા શિષ્ય મુડયા!!

વર્ણસંકર—(જરા હિંમત પકડીને) ત્યારે મને પણ આપની સોબતમાં રાખશો તો પાડ માનીશ!

વિદૂષક—પ્હાડ માન કે ડુંગર માન! ચોરનો ભાઇ ઘંટી ચોર! એમાં તે તારી પાસેથી કયાં સર્ટિફીકટ માગવું પડે એમ છે!

કિમિયાગર—હાં; ઘણીજ ખૂશીની વાત; અમારી સાથે સૂખેથી ચાલો; હાલ અમે સ્તંભતિર્થની યાત્રા કરવા ગયા હતા જ્યાં અકીકના ઉત્તમ પાષાણની ઘણીજ ઉત્તમ કારીગરી જોતાં તેમાંથી દસ હજાર રૂપિયાનો માલ ખરીદી કોઇ રાજા રજવાડામાં ભેટ આપવા વિચાર રાખ્યો છે, જેથી અમે જ્યાં જ્યાં જઇએ ત્યાં ત્યાં તમે પણ (પેટી આપતાં) આ પેટી લઇ અમારી સાથે

૧ દ્વારિકાં. ૨ દૂધ. ૩ સંસારની ગટમાળ.

આવજો!

વિદૂષક.—હા બરાબર; તે શિવાય રાજા રજવાડામાં પગ પ્રવેશ શિ રિતે થાય?

વર્ણસંકર—બહુ સારૂં; મારે પણ તે મિષે દેશ જોવાતાં કે ટલોક લાભ થશે.

(આગળ ચાલવા માંડે છે.)

—∞—

## પ્રવેશ ૨ જો

સ્થળ પ્રભાવતીના પ્રધાનનો મેહેલ
પ્રવિણસાગર તથા શંખભાથિ.

શંખભાથિ.—પિતાજી! પ્રથમની તમારી સરત પ્રમાણે પાસ થઈ હું એક વર્ગ ચડયો જે બાબતનું શાળામાંથી ઇનામ મળે પણ આજ ઘણા દિવસ થઈ ગયા તોપણ અત્તર રાખવા લાયક હિરે જડિત એક અકેકની પેટી માટે ઘણી વાર કહેવા છતાં બ્હાનાં કાઢી તમે લાવી આપતા નથી; પણ આજતો ગમે તેમ કરી મંગાવી આપો નિકર નહિ ખાઉ!!

વિદૂષક.—તું નહિ ખાય તેથી બંદાના કિયા પેટમાં દુઃખવાનું છે? રહેને સો વર્ષ કરારે ભૂખ્યો!!

પ્રવિણસાગર.—પુત્ર! સ્તંભતિર્થ અહીંથી કેટલું બધું દૂર છે? કોઈ ભરોંસાદાર આવતું જતું હશે તેની સાથે મંગાવી આપીશ, માટે જા જઈને ખાઈ લે!

વિદૂષક.—પ્રજા બગાડવામાં આ પણ વર્ણસંકરના બાપ જેવાજ જણાય છે!

શંખબાધિ.—ના મને તેનુંજ ઘણું મન છે! આ દિવાળી આગમય મંગાવી આપવાની હા ભણોતાજ બાઉ!

પ્રવિણસાગર.—હા એમ કરી શું જી?

(ચાકર પ્રવેશ કરે છે).

ચાકર.—(અદબ બજાવીને) દિવાન બ્હાદૂર! જીના આ બળ કોઈ અવધુતના વેશમાં બે જણા આપની મુલાકાતની અપેક્ષા રાખતા ઉભા છે માટે શિ આજ્ઞા છે?

પ્રવિણસાગર.—ત્વરાથી એમને અહીં લાવો!

કિમિયાગર.—(પ્રવેશ કરી હિરેજડિત અંકુકની પેટી ભે ટ કર્યા બાદ) અમારા જેવા રંક ઉપર આપ વિ શેશ પ્રસન્ન રહોછો, તથા અમારા જેવાની મુ- લાકાત લેવાનો આપને ઘણો શોખ છે વિગેરે ઠે રઠેર આપની સ્તુતિ શ્રવણ થતાં અમારૂં અહીં આવવું થયું છે!

પ્રવિણસાગર.—મુજ ગરિબ ઉપર આપની એટલી બધી કૃપા થવાથી મારૂં ઘર આજ પાવન થયું!

વિદૂષક.—અરે પા-વ-ન-ને ઠેકાણે આપના ઘરનું આખું એ ત વન કરી મૂકશો! કારણ પવિત્ર પરમાત્મા ના નામથી ધૂતી ખાનારની પણ આ દેશમાં કયાં ખોટ છે?!

સર્વતો ભદ્ર ચક્ર પ્રબંધ સવૈયો.[૧]

ઘનશ્યામ વરાં નર શ્યામ કરો,
જયમ ધામ હરી અહિ આ ઠમમાં;
દન રામ ભરી બર નામ કરો,

૧ સ્થળ સંકોચને લિધે આકૃતી આપવામાં આવી નથી પરન્તુ ઉપલો સવૈયો અડતાળિસ રિતે વાંચી શકાયછે.

કુપમ કામ થશે કંઈ આ ખગમાં;
ધન ગામ હરીવર ધામ ધરો,
દમ આજ જશે રહિ ના વગમાં;
જન હામ ધરી પર કામ કરો,
તમ નામ થશે સહિ આ જગમાં. ૧

અરે હું ભૂલ્યો એમ નહિ!

૨

નર શ્યામ કરો જપમ ધામ હરી,
અહિ આ ઠગમાં ધનશ્યામ વરી;
ખર નામ ઠરો કુપમ કામ વસે,
કંઈ આ ખગમાં દન રામ ભરી;
વર ધામ ધરો દમ આમ જશે,
રહિ ના વગમાં ધન ગામ હરી;
પર કામ ફરો તમ નામ થશે,
સહિ આ જગમાં જન હામ ધરી. ૨

અરે એમ પણ નહિ માટે—

૩

જપમ ધામ હરી અહિ આ ઠગમાં,
ધનશ્યામ વરી નર શ્યામ કરો;
કુપમ કામ વસે કંઈ આ ખગમાં,
દન રામ ભરી ખર નામ ઠરો;
દમ આમ જશે રહિ ના વગમાં,
ધન ગામ હરી વર ધામ ધરો;
તમ નામ થશે સહિ આ જગમાં,
જન હામ ધરી પર કામ ફરો. ૩

હિમિયાગર—આપના જેવા મહાન પુરૂષો અમારા પ્રતિ પ્રેમદ્રષ્ટીથી જૂવે એજ અમારી વાંચ્છના છે, નિકર બિજી અમારે શિ ખોટ છે?

પ્રવિણસાગર—(શિશ નમાવીને) યથાસ્થિત છે; આપના જેવા મહંતને ખિન્ન કોની પરવાહ છે? પરન્તુ (પેટી તરફ આંગળી કરીને) આની કિમત કૃપા કરી જણાવશો?

વિદૂષક—અરે એતો તળ ચિનના નંગરોક છે; તમારા જેવા પ્રતિ મોજ સ્નેહ બાંધશે કે એમની હુંડિયો અહીંથીજ ચાલશે!

કિમિયાગર—આપ આવી નજીવી પેટીનું મૂલ્ય પૂછો છો જેથી મને શોકાગ્નિ થાય છે! માટે એ બાબત ની કૃપાજ કરશો! ગુરૂદત્તાત્રીના પ્રતાપથી અમારે કશું અપ્રાપ્ત નથી!

પ્રવિણસાગર—(વર્ણસંકર સામા એકી ટશે જોઇને) આ મૂર્તિ જોતાં મનમાં મને ઘણા પ્રકારના તર્ક વિતર્ક થાય છે; રૂપ, રંગ, પ્રકૃતિ, અને ઉમરમાં તો આપણા શંખભાર્થિ જેવોજ લાગે છે માટે એની——

શંખભાર્થિ—(વચમાં બોલી ઉઠેછે) હા પિતાજી મારે એવા ગોઠિયાની હવાણું ઘણીજ ખોટછે જેથી ગમે તેમ કરી તેને આપણે અહીંજ રાખો? તેમ નહિ કરો તો કૂવામાં પડિશ, હવાડો કરીશ, રાખ ચોળીશ અગર ન્હાશી જઇશ!

વિદૂષક—જે કરે તે અત્યારથીજ કરજે! નિકર એક તરફથી વર્ણસંકર અને બિજી બાજુએથી શંખભાર્થિ મળયા એટલે હશે દિશા ઉજડ થવાની! અગર કોઇ બિચારાનું નિકંદન તો જવાનુજ!

કિમિયાગર—આપની ઇચ્છા તેમ છે તો આપજ તેને રાખો! અમારે કાંઇ બાધ્ય નથી.

(સર્વે જાય છે).

## પ્રવેશ ૩ જો.

સ્થળ રાજ્ય મેહેલ.

ઇંદ્રભાનુ તથા પ્રવિણસાગર.

ઇંદ્રભાનુ—દિવાનજી, કાલે આપણા કુંવર શ્રી ચંદ્રભાનુની વર્ષગાંઠછે, જેથી રવૈયા પ્રમાણે મહોત્સવ થવો જોઇએ, માટે આપણો અને આપણી તમામ રૈયતનો સમાસ થાય એવું કિયું સ્થળ પસંદ કરીશું?

વિદૂષક—ઘણું રોયા અને ઘણું કૂટ્યા પછી વળી મોદક મળવાની વાત ચાલી! (કુદતાં કુદતાં લસરકા તાણીને) હાશ! લાડુઆ હાશ! ઘણે દિને અને લાંબે વખતે મળવાનાછો! હાશ! હાશ!! (કુદેછે)

પ્રવિણસાગર—પૂજ્ય મહિપાળ! આપણી ઇચ્છા યથાર્થ છે; ગઈ સાલ આપણા નગરશેઠના ઘરમાં શોક હોવાથી ઘણી ધામધૂમ થઈ શકી નહોતી પણ આ સાલતો લાગટ આઠ દિવસ સૂધી એ શુભ ટાંકણું સાચવી પૂર્ણ મહોત્સવ કરવાનો છે માટે પ્રથમથી તમામ પ્રકારની તૈયારી કરી રાખવી જોઈએ; બાવા[1] હયાત હતા ત્યારે તો આપણા મનવિલાસમાં આપની વર્ષ ગાંઠનો ઉત્સવ કરવામાં આવતો હતો પણ આ વખત જેવી રાજાધિરાજની—ઇચ્છા!

વિદૂષક.—ગાલ રાગ, આજ તો લાગટ આઠ આઠ દિવસ સુધી મિષ્ટાન ઉડવાની વાતો ચાલી! હાય! મોંમાં તો પાણી ભરાઈ જાય છે! રજપૂત ઘોડે, બ્હોરા રોડે, વાણિયો વરઘોડે, છૂવાર લાડે અને

1 ઇંદ્રભાનુના દાદા પ્રાગસિંહ.

આપણું બાકુ વે!

ચંદ્રભાનુ—મારા સમજવામાં તો મનવિલાસ ઉતકૃષ્ટ જ- ગ્યા આવે છે, કારણ અગણિત કુવા, અગણિત વાવ્યો, અગણિત હોજ, જુદા જૂદા પ્રકારનાં અ- ગણિત સુશોભિત ભિન્ન ભિન્ન રંગના દ્રાક્ષ માંડવા વિગેરેથી એ ભરપૂર છે જેથી કોઇને ત્યાં અકળામણ આવશે નહિ સબબ ત્યાંજ રાખો!

વિદૂષક.—એ અગણિત કુવા, એ અગણિત હોજ અને એ અસંખ્ય વાવ્યોમાં ભાઇ કોઇ ન પડેતા સા રૂં! કારણ રંધાતા અગર બાકુ પિરસાતાં વાર થઇ અને મિજાજ ગયોતો મારા જેવો હશે તે તો તરત માંહ ઝંપલાવી પડવાનો! માટે જે ક રો તે પ્રથમથીજ વિચારીને કરજો! બાકી બંધા વો તે દિવસો ખાસ તથી બાર આઠ દૂર રહેવાના!

ચંદ્રભાનુ.—આગટ આઠ દિવશ સૂધી મહોત્સવ કાયમ સ જવો છે!

પ્રવિણસાગર.—ખાવાના વખતમાં તો માત્ર આપનીજ જ ન્મ ગાંઠને દિવશે મહોત્સવ થતો પણ શ્રી ચંદ્ર ભાનું ધણી બાપા આખડીનું કુળ છે તથા તેમ ને એક બેન શિવાય વિશેશ ઇચ્છા હજૂ સુધી ઇશ્વરે દર્શાવી નથી જેથી ધર્મને બ્હાને પણ આ રવૈયો જારી રાખવાની જરૂર છે!

વિદૂષક.—જે દાતા કહે છે કે આ દિવાનનો સ્વર્ગમાં વાસ થજો! અહા આઠ દિવસ સુધી ઉત્સવ! એવે સમે બંદાકોઇ નો ભાવ પૂછવાના નહિ, મરણમાં આ વશે તે ખાવાના, પિવાના, અને વેદના થશે તો વૈદ્યને ત્યાં જવાના!

ચંદ્રભાનુ—ઠીક છે ત્યારે આજનો દિવશ બાકી રહે છે તે

થી તમામ સામાન સરંજામ તૈયાર કરવો!

પ્રવિણસાગર.—પૃથ્વિ પતિ! એ સઘળું તૈયારજ છે કારણ, આ સમારંભની તૈયારી તો આઠ માસ પહેલી કરવી પડે છે!

ઈંદ્રભાનુ—એમ કે? ત્યારે મારે પણ રાજ્ય મંદિરમાં કેટલોક ઊતપાસ કરવાનો છે તેથી જઉં છું.

પ્રવિણસાગર.—જેવી મહિપાળની ઈચ્છા!

વિદૂષક.—માસ ભાઈ આપણે પણ અત્યારથી જઈ મન વિલાસમાં અડાવીએ! અહીં રહેવાથી કુવચિત માંદા પડયા, રહ્યા અગર ગયા, માટે અગમ ચેતી જ સારી!

(સર્વે જાય છે).

---

# પ્રવેશ ૪ થો.

સ્થળ મન—વિલાસ.

ચંદ્રભાનુ, રંભભાધિ, ગજરાજ, હંસરાજ, ભગરાજ અને જસરાજ વિગેરે સરદારોના છોકરા, (તથા છેવટે) ઈંદ્રભાનુ, પ્રવિણસાગર વિગેરે.

વિદૂષક.—(પ્રથમ પ્રવેશ કરીને).

ઝૂલણાછંદ.

ભાવિયા લોકને, હૃદયમે લાગિયા,
વાગિયા હર્ષનાં આજ વાજાં;
નિરખતા નારિયો, વારિ ભરનારિયો,

સ્નાન કરિ પ્હેરતિ વસ્ત્ર તાજાં;
તારણો ઘર ધરે, સાથિયા સ્ત્રી કરે,
રાંધિ કાળુસારને ખૂબ ખાજાં;
નિરખવા આજ તો, એક યૂવરાજને,
હર્ષમાં ડૂબિયા લોક ઝાઝા. ૧
નાયકા નાચતી, વાગતું બેન્ડ૧ જો,
જોનિ કમાન ત્રણ વાંચ માંહી;
વર્ણ છે "વેલ કમ, હેપિડે"૨ ધારિયે,
વાહ વિચિત્ર દેખાવ જ્યાંહિ;
આમ બાજાર મોલાતને૩ હાટજો,
ઠાઠથી લક્ષ લોકેજ છાજ્યાં;
નિરખવા આજતો, એક યૂવરાજને,
હર્ષમાં ડૂબિયાં, લોક ઝાઝાં,
પ્રેમિ લોકો ઘણા, પ્રેમ દર્શાવતા,
પ્રેમની આંખથી, ખૂબ દેખું;
માત પ્રિતી ધરે, છોરૂં વાસે ફરે,
તેમ લોકો કરે, લાખ લેખું;
છોકરાં બોકરાં, સર્વ છૂટાં થયાં૪,
હર્ષથી તાતને, આજ બાઝયાં;
નિરખવા આજતો, એક યૂવરાજને,
હર્ષમાં ડૂબિયાં, લોક ઝાઝાં. ૩
સ્નેહિયો સ્નેહ આનંદમાં ચાલતા,
મ્હાલતાં દંપતી૫ આજ પ્રિતે;

૧. વાજુ. ૨. "Welcome happy day" વિગેરે મધુર વાકયો ઉભી કરેલ કમાનોમાં કોતર્યાં હતાં.

૩. રાજ્ય મ્હેલ. ૪. શાળાઓમાં રજા મળી.

૫. કચેરિયો વિગેરેમાં રજા પડવાથી પુરૂષો ઘેર આવી સ્ત્રિયો સાથે સંસાર સૂખ માણવા લાગ્યા.

નિરખવા રાયને, પરખવા કાળજી,
તાત દે પૂત્રને, ખૂબ રીત;
આમ દિવાન ત્રિલોક ભગવાન જો,
પ્રેમની લ્હેર છે, જોઉં જ્યાં ત્યાં;
નિરખવા આજ તો, એક યૂવરાજને,
હર્ષમાં ડુબિયાં, લોક ઝાઝાં.

શાર્દૂલ વિક્રીડિત વૃત.

દૂરેના બહુ બ્હાર પાર મધુરાં, વાજાં બહૂ વાગતાં,
પૂષ્પોના[6] કરિ હાર[7] હાર[8] કરમાં,[9] દીસે શિશૂ[10] રાચતાં;
હસ્તીને[11] હય[12] ઊંટ ખૂટ મળતી, જગ્યા નહીં મ્હાલવા,
આભારી બલિહારી ભારિ જન જ્યાં, દોડેછ નીહાળવા. ૧
સૂખી છે જય દેશ બેશ વિનયી, માયાળુ રાજાનથી,
સૂખી છે પુન્યશાળિ ન્યાયિ ધરમી, ડાહ્યાજ દીવાનથી;
આ રીતે દિન દાન વૃષ્ટિ કરિને, તૈયાર રો' પાળવા,
આભારી બલિહારિ ભારિ જન જ્યાં, દોડેછ નીહાળવા. ૨

ચંદ્રભાનુ—(રમતાં રમતાં આગળ આવીને) ગોઠિયાઓ! આમ! આમ!! પેલી તરફ તો મોટા મોટા હાથી, ઘોડા, ગાડિયો, રથ, અને પાલખિયો વિગેરે પૂષ્કળ થોભેલ છે, જેથી ત્યાં રમવાની મઝા નહીં પડે, તેથી આપણે હવાણાં આ મ્હેલ તરફ જઇએ? (તેમને જરા વિચાર કરતા જોઇને) અરે આમ આવો! આમ! આમ!!

ગજરાજ—હા ચાલો ચાલો; દડીનો ઘોડો રમીને તો હવે થાકયા માટે બિજી રમત રમિયે!

---

૬. ફુલ. ૭. હારડા. ૮. યૂવરાજને વધાવવા સેના હારબંધ નિશાળિયાઓને ઉભા રાખ્યા. ૯. હાથ. ૧૦. છોકરાં. ૧૧. હાથી. ૧૨. અશ્વ=ઘોડા.

હંસરાજ—અરે ખોખુ રમિયે ખોખુ, ચાલો!

જગરાજ—નાના, સાતેલિયું!

શંખભાર્થિ—(સ્વગત) અરે વર્ણસંકરે કહ્યા પ્રમાણે થશે તો કુંવરનો ઘાટ ઘડવાને ઠિક પડશે માટે (ચાસન) અરે નાના આપણે ગાડી ગાડી રમીશું! હું ઇનજીન અને તમે બધા ગાંડીઓ થાવ! અને હું દોડવા માંડું કે એક એકની પૂછાડી ઝાલીને તમે બધા દોડતા આવો!

ચંદ્રભાનુ—અરે એ રમત તો મને ઘણીજ ગમી!

(રમવા માંડે છે).

શંખભાર્થિ—અરે ગાડી ચાલે છે ત્યારે તો વચમાં મોટા મોટા પૂલ અને નાળાં આવે છે જેથી ગાડી ધિમી પાડવાની વિગેરે કળા આપણાથી બનતી નથી માટે ચાલો પેલા હોજની પાળ ઉપર?

ચંદ્રભાનુ.—ના ભાઇ એ હોઝમાં તો બ માથોડાં પાણી ભર્યું છે જેથી માંહ પડી જવાય! માટે આપણા થી તવે ઠેકાણે જવાય નહી!

શંખભાર્થિ—તમેજ જ્યારે મારૂં કહ્યું નહીં માનો ત્યારે તમારી સોબતમાં મારે રહેવું શાવાસ્તે? માટે હું તો આ ચાલ્યો!

(જવા માંડે છે).

જસરાજ—હશે બધામાં એ મોટાછે જેથી આપણી તસંભાળ રાખશે; વળી આગળ પણ તેજ છે જેથી આપણને ઇજા આવશે નહી માટે ચાલો તેના કહ્યા પ્રમાણે કરિયે! (શંખભાર્થિને) ચાલ ભાઇ પાછો ચાલ?

હંસરાજ.—ખરી વાત છે; બધી જાતની તેને રમતો સારી આવડે છે જેથી તે ડરતો નથી અને આપ

ઘે પણ હવે ક્યાં સૂઝ કરીશું!

ગજરાજ.—(ચંદ્રભાનુને) રજપૂત થઇ આવા પાણીના આ ઓગિયાથી ડરી જઈ નાહિમત થાવછો ત્યારે તમે સિંહને મારી પૂર્વજનાં નામ શિ રિતે રાખશો? દુષ્યંત રાજાનો કુવર રિષ્યતાં રિષ્યનાં પણ વાઘ અને સિંહને બાથ ભીડતો હતો! માટે આ ટાણે આપ નાહિમત થઇ બીજાને નાહિમત કરવા જોઇતા નથી!

વિદૂષક.—નિર્દોષ પણ મુર્ખ છોકરાઓ! તમારી હિમત અને તમારી સલાહ વિનાશકારી છે! તમારૂં કૃત્ય અવિચારી છે! તમારૂં ડાપણ ભૂલ ભરેલું છે!!

ચંદ્રભાનુ.—(જરા ખેદ પામીને) જ્યારે સર્વ ગોઠિયાઓની તેજ પ્રમાણે વર્તવા ઇચ્છા થઇ છે ત્યારે મારી કાંઇ ના નથી; હું પણ તૈયારજ છું! (રમવા માંડે છે અને થોડી વાર થઇ એટલે) હવે ઇનજીન થવાનો મારો વારો આવ્યો માટે હું ઇનજીન થઇશ!

(ચાલવા માંડે છે; તથા થોડી વારે લાગ શોધી શબ્બારિ કુંવરને હોજમાં નાંખી દઈ ન્હાશી જાય છે, એટલે કરાર પ્રમાણે વર્ણસંકર અંદર ઝંપલાવી કુંવરને જીવતો એંચી કાઢે છે જે વર્તમાન બધે ત્વરાથી ફેલાઇ જતાં બધાં ગભરાટ સાથે ત્યાં આવી પહોંચે છે તથા છેવટે રાજા અને પ્રધાન પણ દોડતા પ્રવેશ કરે છે તથા સર્વ હકિકતથી માહિત થાય છે).

ચંદ્રભાનુ.—અરે કુંવર બચ્યા એ ઘણીજ સારી વાત થઇ! સૂળીનું વિઘ્ન સોયે ગયું, અરે નિકર આજ જન્મગાંઠના મહોત્સવમાં ભગાણ પડી જતાં કેવુ વિપ્રિત પરિણામ થાત?! કેવું ઊંધું વેતરાઇ

જાત! અને કેવો અનર્થ થાત!

પ્રવિણસાગર.—અરે કાંઈ કહેવાનીજ વાત નહી! માતીને આપણાં મો કાળાં શાહી જેવાં થઈ જાત! શું મો લઈને બ્હાર નિકળત? કૂળનું નિકંદન થાત! અરે કેવો ત્રાહિ બનાવ બનત? પણ આ કાળતો ઈશ્વરે સર્વનાં મોં ઉજળાં રાખ્યાં! આપના જેવા પરમધાર્મિક, ભાગ્યશાળી, યશસ્વી ભૂપને કોઈપણ વિઘ્ન નડેજ નહીં! અરે આટલું અકસ્માત પણ કોણ જાણે કોના નશીબથી બન્યું હશે? કિયો ગ્રહ આડયો આવ્યો હશે?!

વિદૂષક.—તે સઘળું આપના પ્રતાપી પૂત્ર તથા તેમના બુદ્ધિશાળી સેનાપતીનાજ નશીબે!

ઈંદ્રભાનુ—પરન્તુ સર્વ હકિકત સાંભળતાં એમ જણાયછે કે હોઝની પાળ ઉપર રમવા માત્ર આપનાજ પૂત્રે હઠ લિધી જેનું આ બધુ પરિણામ થયું! અરે હૃદય વેધક કેવું ત્રાહિ પરિણામ! પ્રધાનજી, તમે છોકરાંને ચડાવી હઠિલાં કરીમૂકો છો એ ઠિક નહિ!

પ્રવિણસાગર.—(નિચુ ધાલીને) રાજાધિરાજ આપનું કહેવુ યથાયોગ્ય છે! એ ભૂલ માટે મને હવે પશ્ચાતાપ થાય છે; પણ આ સમયે વર્ણસંકરે સારી બ્હાદૂરી કરી આપણુ નામ રાખ્યું!

વિદૂષક.—અરે ભાઈઓ, આ બધી મ્હોકાણજ એના છે ને! એ નામ રાખવાની નહીં પણ તમારૂં નામ ખોળવાની છે! દૂધ પાઈને ઉછેરેલ સાપ વિશેશ શું કરશે?

ઈંદ્રભાનુ—હા, આપણા શંખભાર્યિ કરતાં તેના ઉપર આજ મને ઘણોજ ભાવ આવે છે, હું તેનું કામ કાઢી નાંખીશ!

વિદૂષક.—હા બરાબર; ધિમે ધિમે એઓ પણ આપનું કામ કાઢીજ નાંખશે!

પ્રવિણસાગર.—શિરબંદીના સિપાઈ તથા રસાલાના અસ્વારોને શિરપાવ આપવાનું કામ બાકી રહે છે; હવે જેવી મહારાજાની ઇચ્છા!!

ઇંદ્રભાનુ—હા; ચાલો, ડાકતર તેને મજક કરવા પાછળ મંડપા છે એટલે આપણે હવે અહીં કાંઈ કામ નથી.

(સર્વે જાય છે).

—⊰⊱—

# પ્રવેશ ૫ મો

## સ્થળ રંગ મેહેલ.

### ઇંદ્રપ્રભા તથા મનમોહિની.

ઇંદ્રપ્રભા—પ્રિય પૂત્રી! સાંભળ્યું કે? આજ તો આપણે સોનાનો સૂર્ય ઉગ્યો! આપણા મેહેલ ઉપર મોતીનો વર્ષાદ વરસ્યો! સર્વાંતર યામીએ ખરી એનની વખતે સાક્ષાત હાથ દિધો! આપણી સાત પેઢી તારી! આપણાં મોં ઉજળાં રાખ્યાં! આપણું કલ્યાણ કર્યું અને સ્વપ્નમાં પણ દૂર્લભ એવું સ્વર્ગનું સૂખ અંહી એક ક્ષણમાં દિધું!

મનમોહિની—(આનંદાશ્ચર્ય પામીને) માતાજી! એવી તે વાત શિ છે? તેમાનું તો હું કાંઇ પણ દેખતી નથી!

ઇંદ્રપ્રભા—વિપત્તી અગર વિલાશ જે ઇશ્વર આપે છે તે સાક્ષાત પ્રકટ થઇ આપતો નથી; એનાં કૃત્યજ માત્ર તેનું સાક્ષાત રૂપ છે!

મનમોહિની—સૂખ અને દુઃખ ભરેલી એવી શિ વાત છે તે મને કૃપા કરી સત્વર કહો? ગને ઘણીજ અધિરાઇ આવી જાય છે!

ઇંદ્રપ્રભા—(આંખમાં આંસુ આણીને) પૂત્રી! આજ તારો ભાઇ આપણા મેહેલ નિચેના હોઝમાં રમવા જતાં ડૂબ્યો હતો પણ પેઢીના પૂન્યે દિવાનજીને ત્યાં કોઇ નવતરો આદમી આવ્યો છે જે પણ નિચલા બાગમાં તે વખતે ઉભો હશે તેણે એક દમ અંદર ભૂસકો મારી તેને બચાવ્યો!

મનમોહિની—હેં! હેં!!(અશ્રુપાત કરે છે) આશું ખરી વાત છે? શું સૂળીનું વિઘ્ન સોયે ગયું? અરે આજ પરમ હર્ષમાં તેને તિલોદકથી ન્હવરાવવા અર્ગજા, પિઠી, વિગેરે વિવિધ જાતની સૂગંધમય વસ્તુઓ એકઠી કરવામાં હુંતો રોકાઇ ગઇ જેથી આ વાતની મને સત્વર ખબર પડી નહીં! અરે પણ આજ તો એની ભારે ઘાત ગઇ! ઈશ્વરે તેને હાથે કરીનેજ આપ્યો આજ તો તે નવે અવતાર આવ્યો!

ઇંદ્રપ્રભા—જો તેને પેલા છપરપલંગ ઉપર સૂવાડયો છે; ડાકુતર હવણાંજ તેને બિજી વારની દવા પાઇ ગયા!

મનમોહિની—(તેને છાતી સરસો ચાંપીને) અરે પ્રભુ! તારા ઉપકારનું તે હું દિન શું વર્ણન કરૂં?

હરિગિતછંદ.

કર્તાર તુજ ઉપકાર અતિ, સુખકાર સહુ જન જાણિયે,
મમ ભ્રાત દિપ સાક્ષાત હે જગ, તાત મન અમ આનિયે;
અધીક એમ ઉપકાર દિન, દાતાર નિત દર્શાવિયા,

જય જય કહો મંગળ લહો શ્રી; ચંદ્રભા[1] ઉગારિયા. ૧
શ્રી જયપુરે[2] વિશે જય જય દિસે ભય, ભય ગયો ભડનારથી;
અતિ સ્વચ્છ આદિત્ય ઉગિયો, આ દેશમાં અત્યારથી,
ઉમંગ અંગ વાધ્યો ઘણો વિર, વદ રંગ પધારિયા,
જય જય કહો મંગળ લહો શ્રી, ચંદ્રભા ઉગારિયા. ૨
ભાનુ[3] તણા પ્રકાશથી જયમ, ચળકતા તારા ખસે,
જેમ દિપકના ઉજાસથી, આભાસ તમ[4] જાતું રહે;
અંધકાર સહુ પ્રકારના, કૂમારે તેં નસાડિયા,
જય જય કહો મગળ લહો શ્રી, ચંદ્રભા ઉગારિયા; ૩
છુટૂં પડેલું મિન[5] નિરખી, નિરે જેમ હરખાય છે,
વંઝયા નરહ[6] જોઈ બાળ, દિઠ તત્કાળ જયમ મકલાય છે;
ગુણિયલ કુંવરશ્રી આજ દિલ પરી, દાઝ ત્યમ મકલાવિયા,
જય જય કહો મંગળ લહો શ્રી, ચંદ્રભા ઉગારિયા. ૪

માતાજી! આજ આપણું જીવવું સાર્થક થયું! આ પણને તેણે જીવતાં રાખ્યાં! પણ મારા પ્રાણાધિક બાંધવનો પ્રાણ બચાવનાર વિશે કેટલીક હકિકત જાણવા સ્વાભિક રિતે મને ઇચ્છા થાય છે, માટે કહેશો કે તે કોણ છે, કેમ આવેલ છે, કેવી સ્થિતિમાં છે અને કેટલી મૂદત રહેનાર છે?

ઇંદ્રભાનુ—પ્રિય કુંવરી! તારા પિતાજીને પુછતાં તેઓ એમ જણાવે છે કે તે ઇંદ્રપુરીના નગરશેઠનો

---

૧ આખું નામ વાપરવાને બદલે લાડમાં રાસુભા, બાલુભા, ગગુભા, વિગરે ટુંકાં નામ વાપરવાનો રાજવંશીમાં ચાલ છે.

૨ પ્રભાવતીનું બિજું નામ જયપુર હતું.

૩. સૂર્ય. ૪ અંધકાર. ૫ મચ્છ—માછલું.

૬ સ્ત્રી.

આશરે બાવીશેક વર્ષની ઉમરનો પુત્ર છે તથા દેશાટન કરવા હાલ તે નિકળી પડેલ છે; જેને આપણા દિવાનજીએ હાલ રોકેલ છે; લક્ષણ ક્ષત્રીને મળતાં છે; કુમાર બચ્યાની વાત સાંભળતાંજ તેનો પ્રાણ બચાવનાર જોવાની મને પણ અપેક્ષા થઇ જેથી તારા પિતાજીને મેં પુછી લિધું; તેમણે તો તેને ન્હાલ કરી નાંખ્યો!

વિદૂષક—એઓ પણ તમને તમામને ન્હાલ કરવા આવ્યા છે, કારણ જે તેમની સોબતમાં પડે છે તેના તેઓ બેહાલ કરે છે!

મનમોહિની—ત્યારે એને જોવાની હું પણ અપેક્ષા રાખું છું!

વિદૂષક—હા; જુઓ અને રૂવો; છે એ કુવો, નાંખશે મુઓ ત્યારે સુખ શિદ ખુવો!

રત્નપ્રભા—ઠિક છે; ગમે તે મિષે આપણે એને અહીં બોલાવીશું; પણ પેલી તરફ જો દિવાનજી વિગેરે સર્વ મંડળ આવે છે માટે ચાલો આપણે અંત:પુરમાં જઇએ!

(જાય છે).

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ પનઘટ.

સૂલોચના, મહિષાક્ષી, હરિણાક્ષી, અભાગિની, પુરૂષદ્વેષિણી, વિગેરે.

સૂલોચના.—સખિયો! મને નથી સાંભરતું કે જગતમાં આપણા જેવું રામ રાજ્ય અન્ય સ્થળે હોય! અહા!

મહિપાળે લાગટ આઠ દિવશ સુધી કેવો મહોત્સવ કર્યો!

**વિદૂષક.**—બંદા પણ આ રાજ્યનીજ બલિહારી ગાય છે! અહા! મિષ્ટાનનો વર્ષાદ!

**ગજગામિની.**—અરે કોના ભાર છે તે એવું રાક્ષસી ખર્ચ કરી શકે! ઘેરઘેર તરિયા તોરણ તથા સાથીયા થયા, ઘેરઘેર રોશનાઈ ઝબાકા લઈ રહી તથા કણસાર રંધાયા; ઘેર ઘેર આઠ દિવશ સુધી ખાનપાન, ગાનતાન, અને રામ રામણીના ધ્યાનમાં સહુ ગૂલતાન થઈ ગયા જ્યાં આઠ દિવશ સુધી ઘીનીતો નિકો વહી! બેન, આ સમામાં એના પગરખામાં તે કોણ પગ ઘાલી શકે!

**હરિક્ષાણી.**—અરે સાકર બદામ અને એળચી કસ્તુરી ખાઈ ખાઈને તો ઓકી ગયાં! સ્વપ્નામાં પણ બેન બધું એ હજી નજર આગળ તરે છે!

**સૂલોચના.**—હું તો જાણું છું કે ઇંદ્રપૂરીમાં પણ આટલું બધું સુખ નહિ હશે!

**વિદૂષક.**—અરે ઇંદ્રના શા ભાર તે આટલું ખર્ચ કરી શકે? એતો બ્રાહ્મણોના ગધારા!

**ગજગામિની.**—અરે બેન રાજાજી કેડ બાંધીને આમ તેમ કેવા મ્હાલતા હતા! સ્થળે સ્થળે પંડે કેવી તપાસ રાખતા હતા! અને કોઈને પણ ઉણું ન લાગે માટે કેટલી કાળજી સાથે ફરતા હતા? પણ બેન એ બધાની હવે તો અકળામણ આવી ગઈ!

**વિદૂષક.**—તને આવી હોય તો ભલે નિકર બંદાતો આવું વિશ વર્ષ ચાલે તોપણ એક ક્ષણ માત્ર અ

કળાય નહી!

**પુરૂષદ્વેષિણી.**—બળચું બેન, મારા ઘરવાળો તો રડ્યો એવો અભાગિયો કે એટલા દિવશ ઘેંસ શિવાય બિજું કાંઈ રાંધવા દિધુંજ નહી! પેટ બળ્યો કહે કે આપણે હાકર ઘી શાં? એવાં એવાં ઊંચા જમણ ખાઈએ તો પેટમાં કરમ થાય અને મરી જઈએ! માટે સિધાં આવે તે વેચી તેના પૈશા કરિયે તો બે વરહાંની નિરાંત ના થાય?

**વિદૂષક.**—તને આવડયું નહી! લઈ ધોકાણું ને તેને ધોઈએ નહીં કે ટપ પાંધરો તીર જેવો થાત!

**મહિષાક્ષી**—બેન મારે પણ આ આઠ દિવશ એવાજ અશખમાં ગયા! મારે ધણીતો નથી પણ પહેલે દિવશે જમવા ગઈ જ્યાં મારા સામી હજામડી બેઠી હતી તેની નજર લાગી કે પાછું વળચું અને હેરાન થઈ! શિરો તો હવે સ્વપ્ને ન ભાવે!

**વિદૂષક.**—તારીજ આંખો ભેંશ ભડકે તેવી છે જેથી તારી તો નજર નહીં લાગી હોય?

**અભાગિની**—અરે બેન હુંતો વળી આજ આવી; તમે તો તે સર્વ જોઈને પણ સંતાકાયાં હશો પણ અરે મને તો તે લ્હાવોએ ન વિત્યો! મેં રડ્યા (ધણી) ને કહ્યું કે આ ચાર દિવશ ખાવા પિવાનાછે માટે જરા પિહર જવાદે, પણ પાધડી બાન્ધો માનેજ શું કરવા! એવો અવળચંડો કે આ સઘળી ધામધૂમ પતી જવા આવી એટલે આવવા દિધી!

**વિદૂષક.**—અરે અજ્ઞાન સ્ત્રીઓ માત્ર સ્વાર્થ સાધવા એકાંત સ્થળે કેવી નિર્લજ વાતો કરે છે, કેવા નઠારા તર્ક આણે છે અને ભાઈ ભાંડુ અગર

ભર્તારને કેવી ભાંડે છે!

સૂલોચના—પણ સખિયો! તે દિવશે રોશનીની કેવી બ્હાર હતી! સડકો ઉપર છંટકાવ કરી તે ઉપર પંક્તિ બંધ ચિત્ર વિચિત્ર રંગનાં ફાનસો તથા વચમાં વચમાં ભિન્ન ભિન્ન રંગના ઝુમરો, વિદ્યુત તુલ્ય પ્રકાશનારી અગણિત કમાનો જે ઉપર આકાશ માં ઉડતા પચરંગી રેશમી વાવટા ઈંદ્ર ધનુષ્યને પણ કેવા ભૂલાવી દેતા હતા!

ગજગામિની—અરે દારૂખાનાનો તો વળી કેવો તાલ કરી નાંખ્યો હતો! તથા ગબારા અને હવાઈ-ઓ તેમના આકાશવાશી સ્વમિત્ર(તારા) ને મળ-વાનો મિથ્યા શ્રમ કરી કેટલાં અંતરે પડતાં હતાં! આહા! તે સમયે આકાશ કેવું રમણિય લાગતું હતું! પૃથિવિમાતા પણ પ્રિય પુત્રને લડાવતી હોય તેમ કેવી ચમત્કારી દિસતી હતી! અહા! તે દિવશનો તાલ કોણ વર્ણવી શકે!

વિદૂષક—ત્યારે તે વખતે બંદાનો પણ તાલ કયાં બેતાલ હતો!

શાલની વૃત.

લાડુ ખાધા નાંખિને શા મશાલા,
સ્વાદે કેવા મિષ્ટ ને તે રૂપાળા;
બંદાએ ના રાખિયું પુંઠ કાંઈ,
લીધી માગી દક્ષિણા ખુબ ભાઈ! ૧

સૂલોચના—પણ પ્રિય સખી! રાજપકુંવર ઉગરી ગયા એ વાત ઉત્તમ બની! નિકર (હોઠ ઉપર આંગળી દઈને) કોણ જાણે કેવોએ કેર થાત!

હરિણાક્ષી—બેન, આટલાં બધાં પુન્યનો મહિમા ક્યાં જાય! પુન્યેજ પાપ ઠેલાય છે! પણ વધારે રંગ

તો બેન, દિવાનજીને ત્યાં પેલો નવતરો આદમી
આવ્યો છે તેને જો!

વિદૂષક.—ચાલો, કામિનીની કમીટીમાં તો ભાઈ પસાર થયા!

અભાગિની—હા રડયો! કહે છે કે ચોથે માળથી ઝંપ-
લાવિ પડયો! પરોપકારી તો ખરો!

પુરૂષદ્વેષિણી—બેન જરા સાહસો કર! મારો મણિયો એવે
ઠેકાણે પડિ ગયો હોય અને તેવે વખતે જ્યારે
ઝંપલાવી પડે ત્યારે તો એ ખરો પરોપકારી મા-
નું! બાંકી ઈશ્વર જાણે કે એમાં શાએ મર્મ હશે!

મહિષાક્ષી—અરે એકલ દૂકલ જાણી બિચારાને ધક્કો મારી
માંહ નાંખી જસ મેળવવા પછીથી પોતે પડી
તેને ખેંચી કાઢયો હશે તોપણ કોણ જાણે!

વિદૂષક—જ્યાં મળ્યા ચોટલા ત્યાં ભાગે ઓટલા, નિકર
છંડાવે રોટલા એવા આ ચોટલા!

હરિણાક્ષી—બેન રાજાજીએ તો એને ન્હાલ કરી નાંખ્યો!
કહે છે કે મોતી અને હિરાના મોટા મોટા કંડા
આપ્યા! અને જે ભિંપરે હાલ આવ્યો હતો તે
તો આજ જગતપતિ થઈ પડયો!

વિદૂષક—અરે જેવે હાલે આવ્યા હતા તેવેજ હાલે પાછા
જવાના છે! કોણ જાણે કોનાએ નશિબ આ બે
ચાર દિવશ તે પહેરી લેશે!

ગજગામિની—બેન તેને તેં જોયોછે? દેખાતો તો ફુટડોછે!

પુરૂષદ્વેષિણી—અરે પનઘટ ઉપર આવી વાણીએ વાર આ-
પણા સામો રડયો બેશી રહે છે, પિટયો હરાયા
સાંઢ જેવા તો છે! આજજ કોણ જાણે કેમ
નથી આવ્યો!

મહિષાક્ષી.—અરે મુવાની આખતો એવી મારકણી છે
કે જાણે સાટ મારીમાનો તાતો માતો પાડો!

વિદૂષક.—ત્યારે તમારી કયાં ઓછી છે?

હરિણાક્ષી.—લ્યો બેન બેસો બહુ વાર થઈ માટે હવે તો જઈશું!

ગજગામિની વિગેરે.—અરે ચાલોને સાથેજ! અમારે તે અહીં શા વાસ્તે બેશી રહેવું?!

(સર્વે જાય છે).

# પ્રવેશ ૭ મો.

સ્થળ મનમોહિની કુમારીનું દિવાનખાનું.

મનમોહિની.—(સ્વગત) અરે! મારા બાંધવનો પ્રાણ બચાવનાર, રાજ્ય કુટુંબ ઉપર અથાગ ઉપકાર ફેલાવનાર, અને સર્વના જીવ્યાનું સાર્થક કરનાર એ પ્રાતાપીનર હજુ સુધી કેમ આવ્યો નહીં! દેખાતો તો તે રૂપવંત ચતુર ક્ષત્રી છે, મારા માતુશ્રીના તથા મારા તેડાનો તે અનાદાર કરે એમ લાગતું તો નથી પછી ઈશ્વર જાણે શું એ થયું હશે!! આ ઉષ્ણ રૂતુના સખત તાપને લિધે અત્યારે આવવા તેમણે કુવચિત આનાકાની કરી હશે, કદાપી આવ્યા નહીં હશે અગર વખત છે ને બિજા વિશેશ ઉપયોગી કામમાં રોકાયાથી તે આવી શકયા નહિ હોય એમ જાણાય છે; સાંજરે વળી દાસીને ફરીથી મોકલીશ દરમ્યાન લાવ પેલા છત્રપલંગ ઉપર જરા આડી થઈ લઉં!

(અધ ઊંઘમાં પડે છે એટલામાં વર્ણસંકર પ્રવેશ કરે છે).

વર્ણસંકર—(વિસ્મય પામીને) અરે! મધ્યાન કાળે પૂર્ણકળા સહિત અહીં ચંદ્ર શો?!

શાર્દૂલ વિક્રીડિત વૃત.

ઉગ્યો છે રવિ[1] ભોમ[2] સોમ[3] જગમાં, વીચિત્ર આ શું હશે!
નક્ષત્રો[4] અતિ નેટ ડેક હિસનાં, ખૂદ્દીજ પાછી ખસે!!
છે શું માણક વેલ સ્હેલ કરવા, આવી ચડી સ્થાનમાં!
કે છે કલ્પતરૂ[5] કર્યું ભુવનમાં[6], કે શું દિઠું તાનમાં!! ૧

અરે નાના આતો કોઈ સ્ત્રી જેવી છે! માટે—

પૃથ્વી ઊપર કોઇ આવિ લલના, સારંગ નેની ભલી!
આતે ચંદ્રમુખી તજેલ પરિ છે, દીઠી ન સ્વપ્ને વળી!!
મૃત્યૂ લોક વિશે તપાસ કરવા, ઊતેલ કે જોગિણી!
કે રંભા[7] કઇલાશપા અવનિમાં, આવી લઇ મોહિની!! ૨

અરે આતો કોઈ દેવી છે! જેથી—

છે શું દેવિ અધીક રૂપવતિ કો, નાના નથી માનવી!
એતો છે રતિ[8] ઓળખી શક વિના, બીજી નહીં માનવી!!
નાનાના બ્રહ્મ દેવ ચંદ્ર ઘડતાં, જે શેષ બાકી રહ્યું!
આપી છે મનમોહિની જગ વિશે, મ્હોવા મનુષ્યો સહુ!! ૩
ચૂકયો ચાતક ચંદ્ર માનિ અહિ તું, જો કેશ[9] છુટા પડયા!
નક્ષત્રો નથિ હિસનાં પણ અરે, છે દંત હીરે જડયા!!
સુના વલ્કલ[10] કાઢિ નાંખિ વપુથી[11], આહોજ શ્રૃંગાર છે!
સાળૂ વાદળિ પ્હેરિ મેંદિ ચરણે, મૂકેલ અન્યાર છે!! ૪

તોટક છંદ.

તુજ કેશ[12] ભુજંગનિ[13] ફેણ ધરે,
અતિ ભાલ પ્રકાશ શશી[15] સગરે;

૧ સૂર્ય. ૨ ભૂમા. ૩ ચંદ્ર. ૪ તારા=ગ્રહ. ૫ સુરતરૂ. ૬ જમિન=પૃ.વી ૭ અપ્સરા. ૮કામદેવની સ્ત્રી. ૯ ગ સ્તકના વાળ. ૧૦ પ્રાચિન કાળમાં સુંદર વેલ ગુંથી રૂષી પત્નિઓ તેના કપડા પહેરતી હતી; પરન્તુ આ સ્થળે કમખો સમજવાનું છે ૧૧ શરિર=અંગ=દેહ. ૧૨ માથાના વાળ. ૧૩ સર્પની ફિણા. ૧૪ લલાટ=કપાળ. ૧૫ ચંદ્ર.

અમેરો નિરખી તલવાર વળી,
ઉપમા તુજ નેન તણી ન વળી. ૧
તુંજ નાકનિ નોક દિઠે શુકતો,
કરિ નાક નિચું ધ્રુજતો ફરતો;
પરવાળુ ખળી અતિ લાલ થયું,
અધરો[૧૬] નિરખી અભિમાન ગયું. ૨

મનહર છંદ.

કંઠ[૧] દેખી કપોતા તો, ક્રોધ કરી, કાળો થયો,
આભા દેખી રંભા બહુ, સ્વર્ગમાં સંચરતી;
કામાં અંબ્ર ફળ જોઇ, કુંજરે[૨] અક્કલ ખોઇ,
સ્તન[૩] તણા અગ્રપર[૪], હંસ જાત ચરતી. ૧
કર જાણે કરી[૫] સુંઢ, પેટતો સાગર જેમ,
કમળ સરીખિ નાભી[૬], સરસતો ખિલતી;
ઉરૂ[૭] દેખી કદલી[૮]તો, ઈરીષા અધિક ધરી,
લિલિછમ બની ગઈ, એક વાર ફળતી. ૨
કટી[૯] દેખી રતી[૧૦] ચિડી, કામદેવ પાસે ગઇ,
બળિ ગયો; કેસરીને[૧૧], કમળો થઇ ગયો;
ગજ ગામિની ચાલ, કોણ કરે તેનો ખ્યાલ,
ગજરાજ[૧૨] મુકી લાજ, જંગલે જતો રહ્યો. ૩

ઈંદ્રવજ્રા છંદ.

ન્હાસે તને નિરખીને બળાપો, જોઇ લલીતા દિલ હર્ષ વાધ્યો

---

૧૬ નિચેનો હોઠ

૧ ગળાનો ભાગ. ૨ હસ્તિ. ૩ પયોધર; કૂચ. ૪ સ્તનની આશપાશનો શામ વર્ણો ડાઘ. ૫ હસ્તિ. ૬ ડુંટી. ૭ જાંઘ. ૮ કેળની એક જાત છે. ૯ કેડનો લાંક. ૧૦ કામદેવની સ્ત્રી. ૧૧ વાઘ પીળા રંગનો થઇ ગયો. ૧૨ હસ્તિ.

રે' સ્થીર મારૂં ચિત ના કદી તો, સારંગનેની બળતા અનીતો. ૧
પામેલ પ્યારી ખુબ સ્વસ્થ રીતે, ઊંઘેછ હું પાસજ જાણી પ્રીતે;
જાગો હવેતો નહીં રે ખમાએ, વાતો કરો પ્યારની આં જગ્યાએ! ૨

માલની અગર માનિની વૃત

મનહર મુજ પ્યારી, ચિત્ત આકર્ષ નારી,
પલક પલક ધારી, જોઉં હું કુમારી;
ભુખ તરશ ન ભારી, ઘેલ્ય છે એમ સારી,
અખત જખમ ન્યારી, લાગતી શી કટારી!
હરણ તન કરે છે, પ્રાણ પ્યારી ધરે છે,
કબજ દિલ ન રે' છે, ભેટવાને ચહે છે;
નિમીષ વિરજ જે છે, ચિત્તતો ભૂલવે છે;
નયન મન ડસે છે, બાલ બેઠા કહે છે! ૧

હવે તો પ્યારી બહુ થયું; ઉઠ!

(એનો હાથ ઝાલવા જાય છે એટલામાં તે જાગૃત થાય છે).

મનમોહિની—(ચમકી ઉઠતાં વર્ણસંકરને જોઈ શરમાઈ જાય છે જેથી થોડી વાર સ્તબ્ધ રહ્યા બાદ) શરા ક્ષત્રી પૂત્ર! મારા ભાઇ પ્રતિ આપે કરેલ ઉપકારના અવેજમાં માત્ર મારી તરફથી (કેડમાંથી સોનાનું ઘડિયાળ કાઢીને) આ તગને તૂચ્છ બક્ષિશ આપું છું!

વર્ણસંકર—રાજ્ય કન્યા, તારી નાજુક કાન્તિને કોઈ પણ રિતે શ્રમ ન આપતાં ક્ષમા કર! મારે તારી ભેટ જોયતી નથી; તારી એવા ભેટની હું આશા રાખતો નથી, તથા તે માટે આ એકાંત સ્થળે હું આવ્યો નથી માત્ર——

મનમોહિની—આપનાં ગામિક વચનોનો ઉત્તર દેવા જેટલી હું હાલ સ્વતત્ર નથી; મારા માતુશ્રીની

આજ્ઞા લઇ મેં આપને અહીં બોલાવ્યાછે જેથી થોડી વારમાં તે અહીં આવશે, એની ઇચ્છા શિવાય મારાથી પાણી પણ પિવાય નહી!

વર્ણસંકર—મારા રૂપ ગૂણ તરફ વિચાર કરીનેને તો કાંઇ ખ્યાલ?

મનમોહિની—તમારાં રૂપ ગૂણ ક્ષત્રીવરને માન આપનારાં છે જે જોઇ હું પ્રસન્ન થઉં છું; પ્રસંગ આવે આપને હું યાદ કરીશ.

વર્ણસંકર—વર્તમાન કાળ મુકી ભવિષ્ય કાળ ઉપર આધાર રાખનાર મૂર્ખ કવાય છે; જે ઉપકાર અને જે રૂપ ગૂણથી આજ તું આનંદ પામે છે તે ઉપકાર અને તે રૂપ ગૂણ કાલેવળી ગુમડ ફુટેલ વેદની સ્થિતીમાં આણી મુકશે, તેમાં ઉપકાર તો કેવળસ્મશાન વૈરાગ જાણવો!

મનમોહિની—ત્યારે રજપૂતાણીને નહિ છાજે એવું, તેની સાત પેઢી લાજે એવું કૃત્ય મારાથી થાય નહીં.

વર્ણસંકર—અરે ગાંધર્વ વિવાહ કરનાર રૂક્ષમણી, ઓખા, શાકુન્તલા વિગેરે સતિ સ્ત્રીઓના જીવન ચરિત્ર તું કેમ ભૂલી જાય છે?

મનમોહિની—માત પિતાની આજ્ઞા લિધા શિવાય તેમણે કરેલ કૃત્ય માટે તેમનેજ પાછળથી કેટલો કલેશ થયો હતો, કેટલું સોસવું પડયું હતું? વળી તેમણે કરેલ કૃત્યો ગયેલ આપના રહેલ લિસોટા જેવાંજ હાલ છે; પ્રથમ રાજ્યપૂતોનો સમૂહ ભરી ઇચ્છિત વરની કોટમાં વરમાળ આરોપવા સ્વયંવર મંડપ રચાતો, જ્યાં હજારો કુંવરો તે મિષે ભેળા થતાં રાજ્ય કન્યાઓના જોવામાં આવતા તથા તેથી અનેક પ્રકારના લાભ થતા! તે સ-

ષણું હાલ ક્યાં છે? દુષ્ટ તુરકડાઓના રાજ્ય પછી રજપૂતાણીઓને બંધીખાનામાં પડી સડયાં કરવું પડે છે; અને બંધીવાન પણ એજ ભાગ્ય શાળી કે ફેરવેલ વખત તેઓ બ્હાર જઈ શકેછે, પણ અમારીતો તેથી પણ વધારે કરામત છે!

વર્ણસંકર—પણ તે પ્રમાણે હું નહિ કરૂં પછી કાંઈ?

મનમોહિની—સ્વાર્થિ પુરૂષો સ્વાર્થ સાધવા સ્ત્રીઓને પ્રથમ એજ પ્રમાણે લલચાવે છે પણ પાછળથી ચાલતો આવેલો સંપ્રદાય તેમને ગૃહ્યા વિના ચાલતું નથી!

વર્ણસંકર.—અરે પણ મારા ઉપર તને કશાએ વિશ્વાસ ન થી આવતો?

મનમોહિની.—અરે પ્રથમ અધિરા પુરૂષોજ પતિનયો પ્રતિ ક્યાં વિશ્વાસ આણેછે? જેનું ફળ એટલુંતો નઠારૂં થયું છે, જેણે તમને એવી તો અધમ સ્થિતિ માં આણી મુકયા છે કે હાલ તેમનેજ તે ભોગ વવું પડે છે! અરે રજપૂતાણીના પવિત્ર નિર્દોષ શબને પણ કોથળામાં ઘાલી બાળતાં તેઓ ક્યાં આંચકો ખાય છે! તેમ કરતાં તેઓ ક્યાં અનુકંપા આણે છે! ક્યાં ચૂકે છે?

વર્ણસંકર.—અરે આવી વગર જરૂરનો હલિલો આપી માત્ર મનમોહિનીમાંજ અનુરકત થયેલા વર્ણસંકરને તું શું વિરકત થયેલો જોવા ઈચ્છેછે?

મનમોહિની.—પરન્તુ મારા પૂજ્ય પિતાજીનો વિચાર ચાલતો સંપ્રદાય તોડવાનો છે; તેઓ સ્વયંવર રચી સર્વ રાજ્ય કુંવરોને નિમંત્રણ કરી ઈચ્છિત વર વરવાનો મને લ્હાવો આપનાર છે જે સમયે સર્વ કળા સર્વ હુન્નર અને સર્વ વિદ્યામાં મ

ને જે નિપુણ જણાશે તેનીજ કોટમાં વરમાળ આરોપવા મેં નિર્ધાર કર્યો છે, માટે એ પ્રસંગે આપ ખસૂસ પધારશો!

વર્ણસંકર.—નિશ્ચીત વસ્તુ મુકી અનિશ્ચીત વસ્તુ મહનાર કેવો પાપી ગણાય! જે ઉપકારના બદલામાં તું આ વિનોદ દાયક વેણુ કાઢે છે તેનો લાભ શો જ રાસો? માટે મારી માગણીનો સ્વિકાર કર!

મનમોહિની.—આપની એવીજ ઇચ્છા છે તો આપને થોડાંક પ્રશ્ન પુછવા મારી અત્યારે વૃતી થાય છે માટે કૃપા કરી તેના ઉત્તર દો એટલે આપનો હક પહેલો ગણાશે!

છપય.

કથું કાળુ કદરૂપ, કહે છે પણ સહુ સારૂં,
મળે હંસની ચાલ, ઉચરિયે કયમ નઠારૂં;
રાજાને મન ભાવ, રહે છે તેની સાથે;
શોભે તે દરબાર, સુખ જ્યાં સહુ સંગાથે,
ગરીબને મન અલખામણું, મહત ગણે પણ નવ ગૃહે,
રે ક્ષત્રિ પુત્ર જો જાણતો, આ ઉત્તર મુજને કહે! ૧
બે કર વાળી નાર, મથાળાં બારેક છાજે,
દીવશમાં બહુ વાર, જુઓ ઝનુનિ જશ ગાજે;
દીકરિયો મળી સાઠ, પુરૂષ તો એક ધડાયે,
કામાર્થે કરી પ્રીત, જેકને ઘર લઈ જાયે;
પૂરૂષ સાથ જેને વળી, પ્યાર મૂળથી છે ઘણો,
રે ક્ષત્રિ પૂત્ર જો આવડે, ઉત્તર દે સમશા તણો!
નર નારી બહુ મળી, પણો નર આનો એકે,
અમ ખેલ જ્યાં રોજ, દેખિયે છે વીશેશે;
શોકી બસ ઘેર, શોખિ તો જોવા આવે,
મિત્ર મળીને ખૂબ, ઊજાણિ નિત મચાવે;

જૂવાનિ શ્રાવણ માસમાં, પ્રીતથી તમ માનજો,
ભગવાન ભલો કદિ હોય ના, અન્ય માસમાં જાણજો! ૩
વર્ણસંકર—(વિચાર કરીને)

કાવ્ય છંદ.

ઉત્તર દઉં છું સૂણ, "જોડિ" પરથમ તો જે છે;
"માતાનું" છે પૂન્ય, જગત જેને સેવે છે;
વરઘોડાની ધૂંન્ય, શોકિ ઓળંતો ભણો,
ઉત્તર દીધા પૂર્ણ, ભળે ના એક ઊણો. ૧

વિદૂષક—(એકદમ પડદામાંથી પ્રવેશ કરીને) હે—હે—
હે—! હાયાં! હાયાં!! ન આવડયું! જોશ પડચા!
હે—હવે જૂઓ જંગ કરૂ છે.

દોહરા.

કાળો કદરૂપો ઘણો, ચલે હંસની ચાલ;
"હાથીની" સમસ્યા કહી, ઉત્તર ગમ સંભાળ! ૧
કાંટા બે ઘડિયાળના, મિનિટ સાઠ પણ તેગ;
પુરૂષ "કામ" પ્રીતી ઘણી, ઉત્તર દઈએ એમ! ૨
શોખી માણે શોખ તો, શોકી બેસે ઘેર;
શ્રાવણ માસે સમજીએ, "મેળો" નવ કદિ દેર! ૩
(વર્ણસંકર શરમિંદો થઈ જવા માંડે છે).

—◇—

## પ્રવેશ ૮ મો

### સ્થળ ઈંદ્રભાનુનું દિવાનખાનું

ઈંદ્રભાનુ (તથા કેટલોક વાર પછી) ઈંદ્રપ્રભા.

ઈંદ્રભાનુ—(આરામ ખુરશી ઉપર પડયા પડયા) અરે! કુંવરી કેવી કપટી નિકળી! કેવો અંગારો નિપટી! કેવી નાદાન નિપજી અને કેવી અધિરી

બની! અટળક ધન ખરચી હરેક ભાષામાં મેં તેને કૂશળ કરી તે મારી વૃદ્ધાવસ્થામાં મારી કિર્તિ ઉપર શું કલંક લગાડવાનેજ? દેશ પ્રદેશ મારા નામને શું એબ લગાડવાને? અરે શું મારી સાતે પેઢી બૂડાડવાને? મારી આબરૂને શું બટ્ટો લગાડવાને? અરે દેશ વિદેશના ભાયાતો જાણશે તો મારી પ્રતિષ્ટાના કેવા કાકરા થશે! મારૂં કેવું નાક કપાશે! મારા નામને કેવી ઝાંખ લાગશે! અરે મારી લાજ તે કેમ રહેશે! બિજા કોઈની વાત કવચિત ન માનું પરન્તુ સાતમે માળ ચડવાના જીનાં તરફ જતાં પોતાના દિવાનખાનામાં પેલા વર્ણસંકર પ્રતિ વિનોદ કરતી મેં તેને પ્રત્યક્ષ જોઈ; શૃંગાર રસની કવિતાઓ બોલતાં મેં સાક્ષાત દિઠાં હવે એથી વિશેષ પૂરાવો શો જોઈએ? સારૂ થયું કે જતાં જતાં મેં તેને પકડી લઈ કેદ કર્યો નિકર એ ફુલાણુજી બની બ્હાર ગમે તેવી બૂમો ઉડાડત અને સઘળી વાત પ્રસિદ્ધ થાત! હાલ તો તે બંનેને પકડી કેદ કર્યાં છે પણ કાલે હવે તેમનું શું કરવુ! હું તો એમજ ધારૂંછું કે રાતો રાત તે બંનેનો ઘાટ ઘડી નાંખવો કે સર્વ વાત અંધકારમાંજ રહે! (થોડી વાર વિચાર કરીને) અરે પણ એમ કરતાએ મારૂં મન માનતું નથી! પેલા પાખંડી વિશે તો ગમેતે રિતે સમાધાની થઈ શકે પણ કુંવરીનું તે કેમ થાય? પરિશ્રમે પ્રાપ્ત થયેલ એ રત્ન ગૂમ થયાની વાત ગુપ્ત શિરિતે રહે?

(ઇંદ્રપ્રભા શોક પ્રદિપ્ત થઈ પ્રવેશ કરે છે).

ઇંદ્રપ્રભા.—પ્રાણનાથ! સ્વામિનાથ! આ શો જૂલમ! આ

શો ચમત્કાર! અરે આ કેવો ત્રાહિ બનાવ! કુંવરિયે એવું શું કુકર્મ કર્યું છે, એવો શું અન્યાય કર્યો છે કે તેને માથે આપ દયાનિધી અઘોર કૃત્ય આદરી બેઠા છો? વગર વિચારે રજપૂતનું નાગ કાઢવા બેઠા છો? અરે પિતા પુત્રી તણો પાપી થાય એ અન્યાય કયાં કહેવાય! એ દુઃખ કયાં રડાય?

ચંદ્રભાનુ—(ક્રોધાંધ થઈને) કુંવરી નઠારી ચાલની કુકર્મી નિકળી! સર્વે કળા, સર્વે હુન્નર અને સર્વે વિદ્યામાં નિપુણ કર્યા છતાં કુંવરી પિતાની સાતે પેઢીનું નાક કાપનાર, બાપને જન્મોજન્મ નિચું જોવરાવનાર કુચાલની નઠારી નિવડી! રજપુત બચ્ચાને શિર એટલું કલંક કપાળે કાજળ ચોડવામાં પણ નથી! એટલું લાંચ્છન ભર બજારમાં ગર્ધવ ઉપર બેસી ફરવામાં પણ નથી! એટલી બધી શરમ દિકરીનો પૈસો લેવામાં, અરે લાંબો હાથ કરી ભિખ માગવામાં અગર ભમવાં કરી ભિક્ષાન દેહી કરવામાં પણ નથી! એટલી બધી અપકિર્તી ઊંધી પાઘડી મૂકવામાં, રાજ્ય અગર ગુરૂદ્રોહ કરવામાં પણ નથી! એટલી બધી લાજ ભંગીયાને ઘેર દાસત્વ કરવામાં પણ નથી! નથી! નથી!! અને નથીજ!!! સવાર થશે એટલે એ કુંવરી તથા એ કપટીને મારી તરવારના ઘાવથી બબે કટકા કરી નાંખીશ! બિજી કોઈ રિતે તેમને રિબાવી રિબાવીને મારીશ! છેવટે ઝેર દઈશ! ગમે તે પ્રકારે તેમના પલિત પ્રાણ લઈશ, પણ કોઈ ઉપાયે હવે તેમને છોડનારજ નથી! નથી! નથી!! અને નથીજ!!!

ઈંદ્રપ્રભા.—(બિમા પાડતા) પ્રિય પ્રાણ! મોટા મહિપાળ

થઈ છોકરા બાળની માફક આપ શું કરવા કરો છો? વિષયની ગાંભિર્યતા વિચાર્યા શિવાય અવિચારી આપે શા વાસ્તે થવું જોઈએ? અવિચારમાં કરી ગયેલ કૃત્ય માટે સેંકડો નર નારિયો જીવતાં પર્યંત રડયાં છે, તેઓ પછીથી દુઃખી થઈ ગયાં છે અને તેઓ ભાગ્યહિન ભિખારીની માફક રવડી રવડી ઝૂરી ઝૂરી મરણ પામ્યાં છે!

ઈંદ્રભાનુ—(દાંતિયાં કરીને) બોલ બેલ તારે શું કહેવું છે? એનો હવે તું વ્યર્થ બચાવ કરવા આવી છે! તારૂં કહ્યું આજ બ્રહ્માંડ તુટી પડતાં પણ માન વાનો નથી! થયું હવે!

ઈંદ્રપ્રભા.—એમ દાંતિયાં કરીને સાંભળવાનું નથી! ઈન સાફની રૂઈએ આપને સાંભળવાની ઈચ્છા હો ય તોજ કહું? પુરી તપાસ કરતાં પ્રથમના ગુન્હા ને જો તે પાત્ર જણાશે તો આપ ફરમાવશો તે શિક્ષા તેને કરવા હું પણ આપના ભેગી સામીલ થઈશ!

ઈંદ્રભાનુ.—(ધિમા પડિને) જે કહેવું હોય તે હવે સત્વર બોલ? સાંભળવા હું સ્વસ્થ છું.

ઈંદ્રપ્રભા.—તેના બાંધવનો પ્રાણ બચાવનાર જોવા તેણે બે ત્રણ દિવશ આગમચ મારી પાસે આજ્ઞા મા ગી હતી; તેના ઉપર મને પૂર્ણ ભરોસો હોવાથી મેં તે વાતની હા પાડી હતી; વળી જ્યારથી ઈચ્છિત વર વરવા દેવાની આપે તેને પ્રેરણા ક રી છે ત્યારથી પોતા જેવો સર્વ ગુણ સંપન્ન ભ ર્તાર મેળવા તે નિસ દિન પ્રયાસ કરે છે; તેની સાથે સામાની પરિક્ષા કરવાની તો તેને તેની બ ધુવયમાંથીજ ટેવ છે જે પ્રમાણે કવચિત તેણે ક

પૂં હશે; શિવાય વિશેષ એમાં કશું પણ નથી; એથી કાંઈ વિપ્રીત નિકળેજ નહીં અને નિકળે તો મારે પણ તેની સાથેજ મરવું!

ઈંદ્રભાનુ.—ત્યારે શું મેં નજરે દિઠું તે ખોટું!

ઈંદ્રપ્રભા—આપે શું નજરે દિઠું? શૂરી રજપૂતાણીના ખાળ કોઈ પણ કાળ માલ વિનાનાં અધમચાળનાં હોય જ નહીં! જ્યારે ટેકા રજપૂતો અફીણીયા આળસુ થશે, જ્યારે ટેક અને વિવેક તેમને રસ્તામાં રઝળાવી છેક ચાલતો થશે તેમજ પ્રદેશિયોની મેખ વાગતાં સદૈવ તેમની દેખરેખ તળે તેમને રહેવું પડશે, જ્યારે શૂરી રજપૂતાણિયો પડદામાં પડશે અને પડદામાં ગરશે, જ્યારે તેમનામાંથી વિદ્યાનો અંશ પણ જતો રહેશે અને પારકા સૂખથી સંતોષ માનશે અને જ્યારે શેર (સિંહ)નો શિકાર ભૂલી તેમની સમશેર કાટ ખાઈ જશે, ત્યારેજ રજપૂતાણિયો બુદ્ધિહીન બની સિંહણ મટી ભૂંડણ થશે! અને ત્યારેજ તે સત્ય મુકશે!

ઈંદ્રભાનુ—વારૂં પછી?

વિદૂષક—શાબાશ રજપૂતાણી શાબાશ! અહા! આ સમયે રજપૂતાણીનું ખરૂં લોહી તેના મોં ઉપર કેટલું ઉકળી આવ્યું છે?

ઈંદ્રપ્રભા—પછી તો એટલુંજ કે જ્યારે ઈચ્છિત વર વરવાનો આપણે તેને રજા આપી છે ત્યારે કવચિત આપના કહેવા પ્રમાણે હોય તોપણ આપનાજ બોલને આધારે આટલા બધા હાવાનજને તે શિક્ષાપાત્ર થાય?

ઈંદ્રભાનુ—અરે આપણી આજ્ઞા શિવાય તેનાથી એક તરખલુ પણ કેમ હલાવી શકાય! વળી તેમ છતાં

તારી ખાત્રી ન થતી હોય તો હજુ પણ શું ગયું છે? ચાલ જ્યાં બન્નેને પૂર્યાં છે ત્યાં?

ઇંદ્રપ્રભા—યથાયોગ્ય; મન ગમતો ભર્તાર ખોળવાની આપણે તેને રજા આપ્યા છતાં જ્યારે કોઇ કમ જાત તે ખોળી લે ત્યારે તેનો દોષ તેનેજ શિર! આપણે પછી શું? અર્થાત, આપણાથી તેને કન-ડાયજ કેમ?

ઇંદ્રભાનુ—તોપણ આ ટાણે સર્વ વાતની મને ખાત્રી થવી જોઇએ માટે સત્વર ત્યાં ચાલો?

ઇંદ્રપ્રભા—હા; સુખે ચાલો?

(બન્ને જણ જાય છે).

—∘∞∘∞∘—

# પ્રવેશ ૯ મો.

સ્થળ કારાગૃહ.

વર્ણસંકર, મનમોહિની, (પછાથી) ઇંદ્રભાનુ, ઇંદ્રપ્રભા તથા મહર્ષિયો.

ઇંદ્રભાનુ—જો બન્નેને જૂદા જૂદા ખંડમાં બેસાડ્યાં છ તાં એકઠાં મળીને બેઠાં છે ખરાં?

ઇંદ્રપ્રભા—તેમાં શું થયું? પ્રથમ આપણે ચાલતો વિષય સાંભળવો જોઈએ; કારણ નજરે જોએલી વાત પણ ઘણી વાર ખોટી પડે છે.

મનમોહિની.— ઠુમરી.

(બગરી કોન સુધારે નાથ બિન, બગરી કોન સુધારેરે. એ રાગ
પ્રાણસું પાપે પ્રભુ પરમેશ્વર, બહુ નાગિ બલિહારિરે;
દિનાનાથ તું દુઃખ દઈને, કાઢે કસોટિ શું મારિરે. પ્ર૦

સેવતાં સત્યનો સિધો મારગ, ભય ભાસે છે ભારિરે;
જુઠી જંજાળમાં ગુંથાયા જે જન,દેખે તું દુઃખ વિદારિરે. પ્ર૦ ૨
અસત્ય પંથે ચાલી હું હત તો, કે'વાત કપટી નઠારિરે;
વિઠ્ઠલજી વ્યર્થ વેદના પામું, ગ્રહો હાથ ગિરિધારિરે. પ્ર૦ ૩
સારાસારનો વિચાર કરિયે, ધરિયે ધ્યાન મોરારિરે;
વાર વાર પ્રાણી પામર ચકિયે, દ્રષ્ટી ગિઠી તવ ન્યારિરે. પ્ર૦ ૪
પંચાળિને પટકુળ પૂર્યાતાં, દુષ્ટે દિધાં જે ઉતારિરે;
ગિરિધર તારી ગહન ગતિ અતિ, જાય કદી નવ ધારિરે. પ્ર૦ ૫
પ્રહ્લાદના કોડ પ્રેમે પૂર્યાતા, પાવકમાંથી ઉગારિરે;
દમયંતિ તારા સિતાને તાર્યા, દુષ્ટ રહ્યા જખ મારિરે. પ્ર૦ ૬
માત પિતાનો ક્રોધ થયો છે, વર્ણવું શું વિસ્તારિરે;
વિઠ્ઠલા વ્હારે હવે ચડોને, નિર્દોષ છુ હું કુમારિરે. પ્ર૦ ૭
પાપ કિધાં હોય માફ કરિને, દોજ બૂડો ભવ તારિરે;
વાણી સૂણી પાણી ગ્રહો શ્રી સ્વામિ, એટલી અરજ છે મારીરે. પ્ર૦ ૮

વર્ણસંકર—લાંબા લાંબા વિલાપથી હવે તમારૂં શું વળવાનું છે? કાલે પણ ઠેઠ સૂધી આનાકાની કરી બધી વાત ધૂળ મેળવી અને આજ પણ ધૂળ ઉપર લિંપણ કરવા ધારો છો તે ઠિક નહીં! કારણ તમે નિતિવાન છો એ હવે કોણ જાણનાર છે! સારા જગમાં મારો અને તમારો ડંકો તો વાગી ગયો; ત્યારે હવે શા માટે વિલંબ કરવો જોઇએ છિયે! બાળહઠ, સ્રીહઠ અને રાજ્યહઠ સરખી કહેવાય છે પણ તે સઘળું પાછળથી ખેદદાયક થઇ પડે છે; વળી કાલ સવારે શો અનર્થ થશે તે કહી શકાતું નથી ત્યારે બે ઘડી જે આનંદમાં કાઢી તે ખરી! માટે મારૂં કહ્યું માને!

મનમોહિની—તમારું મન એ બધું ધળ ઉપર લિંપણ છે; પણ હું તો સદ્ગુણ રૂપી મહાસાગર ઉપર પ્રીતિ રૂપી પારસમણિનો પુલ બાંધું છું જે તરફ કોઈ પણ સમયે શ્રી સર્વાંતર પામી રીઝી દ્રષ્ટી કરશે, કોઈ પણ વખત તે પ્રસન્ન થશે અને આવા કારાગૃહમાંથી હું મુક્ત થઈશ! જ્યાં સૂધી કોઈ શૂરા ક્ષત્રીની કોટમાં વરમાળ આરોપવાનો લ્હાવો મને મળ્યો નથી, જ્યાં સૂધી મારાં પૂજ્ય માત પિતાએ તેમ કરવા મને આજ્ઞા કરી નથી, અને જ્યાં સૂધી પ્રસિદ્ધપણે હું કોઇની થઈ નથી ત્યાં સૂધી આપના જેવા પ્રાધે પુરૂષની શિક્ષા હું માનનાર નથી, ત્યાં સૂધી હું મારા વર્તથી ચળનાર નથી અને ત્યાં સૂધી આવાં અગાધ કષ્ટ પડવા છતાં ઈશ્વર ઉપરની મારી દ્રઢતા હું છોડનાર નથી!

વર્ણસંકર—"कुरूप नारी पतिव्रता" અમસ્થી વેદના ભોગવે છે અને ઠાલી દુઃખ માથે લઈ લે છે! તારી ઈચ્છા હોય તો ગમે તે પ્રકારે આપણે અહીંથી છટકી ન્હાશી જઈએ!

મનમોહિની—જ્યાં સૂધી હું સ્વતંત્ર નથી ત્યાં સુધી કશું પણ કરી શકવા સામર્થ નથી; કુરૂપ સ્ત્રીને સદ્ગુણ રૂપી શ્રૃંગાર માત્ર બસ છે!

(કર્ણવ તથા શાન્તનું મહર્ષિયો અંતરિક્ષથી પ્રવેશ કરે છે).

કર્ણવ—(અક્ષત છાંટતાં છાંટતાં)

**શ્લોક.**

जगंते वरुणो राजा, जगं सूर्यो वृहस्पति ॥

जगं मित्रश्च वायुश्च, जगं सप्तर्षयो ददु ॥१॥

અર્થ.—વરૂણ રાજા તને સૌભાગ્ય આપશે; સૂર્ય અને વૃહસ્પતિ તને સૌભાગ્ય આપશે; ઇંદ્ર અને વાયુ સૌભાગ્ય આપશે અને સપ્તર્ષિયો તને સૌભાગ્ય આપશે.

શાન્તનુ—(ઉદક છાંટતાં છાંટતાં)

**શ્લોક.**

यत्ते केशे पुदौर्भाग्यं, सीमंतपत्वमूर्द्धनि ॥

ललाटे कर्णयोरक्ष्णोरा, प्रस्तन धनंतु सर्वदा ॥१॥

અર્થ—તારા કેશને વિષે, તારા શિમંત (સ્ત્રિયો જેને સેંથી કહે છે તે) ને વિશે, તારા કપાળ, કાન અને ચક્ષુને વિશે જે દુર્ભાગ્ય હશે તેની જળ દેવતાઓ શાન્તિ કરશે.

(મનમોહિની સાષ્ટાંગ નમસ્કાર કરે છે એટલે રૂષિયો અદ્રશ્ય થઈ જાય છે એટલામાં ઇંદ્રભાનું તથા ઇંદ્રપ્રભા કારાગૃહમાં પ્રવેશ કરે છે).

ઇંદ્રભાનુ—સાબાશ પુત્રી સાબાશ! તારા જેવી સદ્ગુણી સૂતાઓ સૃષ્ટીમાં હવે અસંખ્ય થજો! તથા તેમની સહાયતાથી આ ભાગ્યહિન આર્યવર્ત, તથા ઉગતિ પ્રજા સત્વર ઉદય પામજો! પુત્રી! મારી આંખની કિકી! મારૂં જીવતર! તારા સદ્ગુણથી આજ મારી સાતે પેઢી તરી! તને જન્મ આપ્યાનું, તને જ્ઞાન દિધાનું અને તેં તેં લિધાનું આજ સાર્થક થયું! અરે કળિયુગમાં પણ આજ મારી અમર કીર્તિ થઈ, આજ હું અક્ષય સૂખ પામ્યો! પ્રિય સૂતા! તારે જે જોઈએ તે માગ? તારા ઉપર હું પ્રસન્ન છું!!

(મનમોહિની આંખમાં આંસુ સહિત માત પિતાને

ખાઝી પડે છે).

ઈંદ્રપ્રભા.—(ગદ્દગદિત કંઠે) પ્રાણપ્રિય સૂના! સ્વસ્થ થા! આજ તારા મોસાળની પ્રતિષ્ટા રહી! મારા ઉદરમાં નવ માસ રાખ્યાનું સાર્થક થયું! બ્હાદૂર રજપૂતાણીની. એન જવાના બારિક વખતમાં ઈશ્વર સાનુકુળ થયો! પ્રિય પુત્ર! અપરાધ માટે અમને ક્ષમા કરી તારા પિતાએ કરેલ આજ્ઞા પ્રમાણે તારી મન વાંત્સના હવે દર્શાવ!

વિદૂષક.—માગવાનું તો એટલુંજ કે પેલો નિચું માથું ધાલી જે પતિત બેઠો બેઠો જમીન ખોતરે છે તને તાકીદ જમપૂરીમાં મોકલી દો!

મનમોહિની.—પ્રિય માવિતરો! આપને ક્ષમા કરવા હું કોઈ પણ રિતે યોગ્ય નથી! સુવર્ણ ઉત્તમ હોવા છતાં તેની કસોટી કાઢવા માટે તેને પણ પાવકમાં પ્રવેશ કરાવવો પડે છે; એટલુંજ માગી લઊં છું કે જે સખ્સને માટે મારે આટલું બધું ખમવું પડયું છે તણે મારી કાયાને અપવિત્ર કરી નથી, તણે મારૂં અપમાન કિધું નથી, તણે મારી મર્યાદા લોપી નથી માટે એના ઉપર કોઈ પણ રિતે આપનો ક્રોધ થયો હોય—જે આવી સ્થિતિમાં સ્વાભાવિક રિતે થયા વિના રહેજ નહીં—તો તેનું મારે માટે સત્વર શમન કરી તેને દેહાંત દંડ વિગેરે મોટી શિક્ષા કરશો નહીં!

ઈંદ્રભાનુ.—(રિસ કરીને) રાજ્ય કન્યા! હજુ પણ તેનું રક્ષણ કરવા તું ગાંડી ઈચ્છા દર્શાવે છે! તેનો કદીપણ થનારજ નથી; આજજ સવારે તેનું સઘળું પોકલ ખુલી ગયું છે; ઘેર અઘોર કૃત્ય કરી અત્રે આવી તારા ભાઈને પણ તેમ કરવાનો ત

મો ઈરાદો આજ અજવાળામાં આવી ગયો છે! માટે તે દુષ્ટને તો હવે હું કોટી ઉપાયે છોડનાર નથી!

ઇંદ્રપ્રભા.—પ્રિયપુત્રી! તારા પિતાજીનું કહેવું યથાયોગ્ય છે; ઇનામ લેવાની ખાતર તારા ભાઈને પણ તે હિ વશે તેણેજ હોઝમાં નંખાવ્યો હતો, માટે તેનું પાપ હવે તેનેજ છો ખાવું? એ બાબતમાં તારે જીકર કરવાનું કાંઈ કારણ નથી!

વિદૂષક.—અહા ચંદન વૃક્ષ બળતાં બળતાં પણ પોતાની મધુરતા કેવી છોડતું નથી!

(વર્ણસંકરના નાક કાન કાપી હદ પાર કરવાનો બંદોબસ્ત કરી સર્વે ઉઠી જાય છે).

—⁂—

# પ્રવેશ ૧૦ મો

## સ્થળ ખાખી બાવાનો મઠ.

ખાખીબાવા (ગુરૂજી), સિતારામ, તુળસિદાસ, ભગવતિદાસ, ગિરિધારિદાસ, રાઘવદાસ, કૃષ્ણદાસ વિગેરે ચેલાઓ તથા વર્ણસંકર.

(ધૂણીની આશપાશ સર્વ ચેલાઓ તંબુરા, કરતાળ, ચંગ, શંખ વિગેરે વાજીત્ર લઇ ગાંજાની ચલમો વારંવાર ફુકતાં ઇશ્વર સ્મરણ કરે છે).

નાથ કેસે ગજકો બંધ છોરાયો—એ રાગ.

સાચો એક તું છુ અવિચળ ધામી;
દિસે તુજમાં નહિ કાંઈ ખામી; સાચો૦ ૧
ભક્ત તણા દોષ દિલમાં ન ધરતા, દુખ હણે તું સ્વામી;

રંક અને રાય સરખાં છે તારે, મંદિર હે બહુ નામી. સા૦ ૨
મોટા મોટા દેવ ઊંઘી ગયા છે, કળિયુગની ઝાળ પાગી;
તારા દિવાતા[1] અખંડ પ્રકાશે, ભૂમી વિશે શુભ ધામી. સા૦ ૩
અભિમાની દૂર્ગુણીને પાજી, પાપી પાખંડીને કામી;
સંહાર તગનો કરવા તું તત્પર, થાય સ્હાય અતિ નામી. સા૦ ૪
આરોગ્યો દૂર્યોધનમો ન મેવો, ભાજી વિદુરની સામાર[2];
સબરીનાં બોર સુદામાના તાંદુલ, હર્ષ સાથે ગૃહ્યા સ્વામી. સા૦ ૫
ગજ અને ગ્રાહ જલ માંહિ લડતાં, ગજરાજ પામ્યો ખામી[3];
નામ જ્યારે તેણે તારૂં પોકાર્યું, ઉડ્યો તું અંતર પામી. સા૦ ૬
અગાસુર માર્યા બગાસુર હેંદયા, પિધું ધરી વિષ[4] હામી;
કૌરવ પાંડવ યૂદ્ધમાં રમાડ્યા, કૌરવ કિધા હરામી. સા૦ ૭
ગીરિ ગોવર્ધન કર પર તોળી, નાથ્યો કાળી નાગ સ્વામી;
સ્તંભ તોડી હિર્ણકશ્યપ માર્યો, ભક્ત તણો ભય વામી. સા૦ ૮
માત પિતા ભાઈ ભાંડું છે જુઠાં, જુઠું છે જગ બહુનાગી;
પ્યારૂં ભગવાનનું નામ છે સાચું, ભક્તિ કરૂં નિષ્કામી. સા૦ ૯

ખાખીબાવા.—(મૃગ અંબર ઉપર ગુરૂની રિતે બેશીને) અબે શિષ્ય સિતારામ!

સિતારામ.—હા ગુરૂજી!

ખાખીબાવા.—(થોડું ગુજરાતી તથા થોડું હિંદુસ્તાની બોલે છે) આ તમે જે ભજનિયા ગાયા તેમાં આ પણા કૃષ્ણદાસના તથા આપણે નવા કરેલ શિષ્ય

૧. સૂર્ય અને ચંદ્ર. ૨ દુર્યોધનનો મેવો ન આરોગતાં વિદુરજીની સામી (હલકી) ભાજી આરોગ્યા.
૩ ગજેંદ્ર મોક્ષમાં લખેલું છે કે પાણી પિવા જતાં એ રાવટ હાથીની સુંઢ મગરે ગળી જેથી તેણે ઇશ્વરની સ્તુતિ કરી તેથી ઇશ્વરે પ્રસન્ન થઇ તેની મૂક્તિ કરી.
૪ હળાહળ; ઝેર.

વર્ણદાસ'ના સાદ કેમ સંભળાયો નહીં!

સિતારામ.—મહારાજ! ચાર પાંચ દિવસથી એ મૂદલ ભજનિયા ૫ઢતા નથી અને રખડતા ફરે છે.

ખાખીબાવા—અબે રાઘોદાસ! આ સચ્ચી વાત હે?

રાઘવદાસ—હાં મહારાજ! વર્ણદાસ. અને એ રામકી બોલતા ફરે છે!

ખાખીબાવા—(ગુસ્સો કરીને) રામકી?

ભગવતિદાસ—હાં મહારાજ રામકી!

ખાખીબાવા—(ઘણોજ ગુસ્સો કરીને) રામકી, રામકી!

વિદૂષક—ન ધામકી, ગામકી, જદામકી, નામકી, દામકી કે રામકી? એત કુનકી?

તુલસીદાસ—હાં ગુરૂજી મહારાજ! સચ્ચી વાત હે!

ખાખીબાવા—અબિ તક તો એ કશું સમજતા નથી; લંગોટ બંધ હતા અને એવા કસબ ક્યારથી શિખ્યા?

રાઘવદાસ—(કષા નહીં કે પેલા વર્ણદાસ રાખી આપ્યા ત્યારથી! અરે મહારાજ એતો હવે રામકીને સાથે લઈ ઉજાણીમેં જાતા હે!

ખાખીબાવા—અબે સિતારામ!

સિતારામ—હાં ગુરૂમહારાજ!

ખાખીબાવા—ઓ બ્રહ્મચારી કે મઠમેં જબ કાલી રોટી ઓર દૂધપાક થી ઓ દિન સારા વખત આયા નહીં ઓર શામકુ આયા પિછે મેં પૂછ્યા જબ બોલા કે શેહેરમેં લોટ માગનેકુ ગયાથા; ઓર તુમ બોલતે હો ઉવાં ગયા હોયગા!

---

૧ વર્ણસંકરને બદલે ખાખિયો વર્ણદાસ કરી તેને બોલાવતા હતા.

સિતારામ—હાં મહારાજ!

ખાખીબાવા—તબ સાલે દોનુંકું ઇદર પકડ લાવ?

(બન્ને જણને પકડી લાવે છે એટલે મોટાક ગાર મારી ભણવા બેસાડે છે).

સિતારામ—મહારાજ! બરાબર પઢતા નથી અને મશ્કરી કરી અમને હસે છે!

ખાખીબાવા—અબ ઇદર મેરી પાસ લાવ!

(પાસે લાવે છે એટલે કાન પકડીને) બાવઃ—

દુહો.

"રામ જરૂખે બેઠકે, સબકા મૂજરા લેત;
જેસી જીનકી ચાકરી, એસા ઉનકું દેત." ૧

કૃષ્ણદાસ—

દુહો.

રાંડ જરૂખે બેઠકર, ગુરૂકા મૂજરા લેત;
જેસી ઉનુકુ ચાકરી, એસા ગુરૂ સબ દેત. ૧

ખાખીબાવા—(ચિમટો પછાડી એકદમ ઉભા થઈ લાંબા હાથ કરીને) અબે ગિરિધારીદાસ?

ગિરિધારીદાસ—હાં ગુરૂજી!

ખાખીબાવા—એ શિષ્ય અબિ તો સાલા બિગડ ગયા, અગાડિ તો અચ્છા પઢતા થા!

ગિરિધારીદાસ—હાં મહારાજ! એ વર્ણદાસને બિગાડયા!

રાઘવદાસ—કાનમેં ભરાકે સારા દિન એસા તેસા સિખાતા હે!

ખાખીબાવા—મેરા બડા શિષ્ય કૃષ્ણદાસ; ઉનકું સબ દેનેકા મેરા બિચાર; ઓર અબી મેરા નામ ઓ કેસા રખેગા?

સિતારામ—હાં મહારાજ! કુચ્છ ઉનકું શિક્ષા કરની ચાહિયે!

ખાખીબાવા—તબ ઓ દોનુકું અચ્છી તરેસે દારકાંકી

છાપ દે દો!

શંખવદાસ—હાં મહારાજ બરાબર હે!! આપુસેં અબી સમજ જાયેંગે!

(જોગટાગો બન્નેની છાતી ઉપર ચડી બેશી ચચાર ડામ દે છે બાદ વર્ણસંકર ગડ મૂકી નહાશી જાય છે),

—ꝏꝏꝏ—

# પ્રવેશ ૧૧ મો.

સ્થળ એક અઘોર વન માંહલું અશોક વૃક્ષ.

વર્ણસંકર (એકલો).

વર્ણસંકર—(સ્વગત) અરે! આ અઘોર વનમાં હું કયાંથી આવી ચડયો! જેમાંથી મનુષ્ય જાતિ કોઈ પણ સમયે પસાર થએલી જણાતી નથી, જેમાં ખરા બપોરની પણ ખબર ન પડે એવા માત્ર ઘાડી અંધારી ઝાડી તથા ઉંચા ઉંચા કાળા ડુંગરો શિવાય કશું પણ દેખાતું નથી, જેમાં જ્વાળામૂખી પોતાનું બિહામણું મૂખ અહરનિશ ખુલ્લુ રાખી, અસંખ્ય વનસ્પતિનો નાશ કરી પશુ પક્ષીને પણ છોડતો નથી, જેમાં મનુષ્ય પ્રાણીને ફાડી ખાનાર વાઘ, વરૂ, સિંહ, રિંછ વિગેરે માંસ ભક્ષક અપાર પ્રાણિયો ખુમરાણ કરી આ વનને ગજવી મુકી આમ તેમ ટોળાબંધ અથડાયાં કરે છે તેમાં હું કયાંથી ભૂલો પડયો!

અરે! અકળ કળાવાન દુઃખહર્તા, ભવ ભર્તા, સૂખ કર્તા, અરે વિચિત્ર વિધાતા, અરે કુટિલ કળિયુગ, અરે

સર્વ ભક્ષક ચમત્કારી સૃષ્ટી! હું અહીં ચો! અરે કોણ! કોનો પૂત્ર! કેવી દર્દશામાં! અરે કેવો ત્રાહિ અવસ્થાંતર! કેવો અસહ્ય સ્થિતિ ભેદ! ઇંદ્રપુરીના નગરશેઠનો પુત્ર! જેને ઘેર વાયુ તો પંખો નાખે તથા દળે ખાંડે, અગ્નિ દેવતા રસોઇ કરે (અર્થાત સ્થળે સ્થળે વરાળયંત્ર ચાલે), અને મુખમાંથી શબ્દ પડયા પહેલાં જેને બધું તૈયાર મળે, તેજ ભાઇ, આજે શરિરે રાખ ચોળી, ખભે ઝોળી ભરવી, હાથમાં માત્ર ચિપિયો ઝાલી આઠ દિવશનો ભૂખ્યો તરસ્યો આજ આ અઘોર વનમાં બેધડક પ્રવાસ કરે છો અરે! ત્રાસદાયક આટલું બધું કષ્ટ જો મારે માથે આવી ન પડ્યું હોત તો સૃષ્ટીની સૌંદર્યતાનું, આશ્ચર્યતા અસ્તોદયનું, સર્વ ભક્ષ કાળનું, તેમજ ઇશ્વરની ગહન ગતિનું મને કેમ કયારે ભાન થાત!

અરે! માથે આવી પડેલ આ અગાધ કષ્ટ કોના આગળ કહું અને તેનું શમન શી રિતે કરૂં! અને કિયા દુઃખને રોઊ! માત પિતાનું કેવળ અપમાન કરી સ્વચ્છંદ પણે વર્તિ સદૈવ તેમને અપંગ કરી દુઃખી કરી દુઃખી થયો તને રોઊ! પ્રતિનિધી જેવી ઉતકૃષ્ટ પદ્વિને પામેલ બાંધવને એક દુષ્ટ પિશાચિણીની શિખવણીથી વિષ દઇ મારી નાંખી સાત જન્મ રૈરૌવ નર્કને પાત્ર થયો તને રોઊ! પ્રિય ભાંડુઓને વિના કારણ માર મારી તેમને પજવી તેગનાર્થી કવચિત સદાકાળ વિયોગી રહી તેમને દુઃખી કર્યા, તને રોઊ! અરે જે રાજાએ મારો હદપાર સત્કાર કરી પોતાનાં કુંવરથી પણ વિશેશ ગણેલ છતાં તેનો પણ નહી થવાથી આખરે તેણે નાક કાન કાપિ ચિથરે હાલ કરી કાઢી મૂકયો તને રોઊ! અરે અધુરામાં પુરૂં પેલા તમામ લંગોટાઓએ મારી છાતી ઉપર ચઢી બેશી કપાળમાં, બે હાથ ઉપર અને એક પેટને વિશે

એમ ચાર ધિગધિગતા ડામ દિધા જેથી મરત તાલ થઈ જતાં પણ આટલું બધું વિશેશ કષ્ટ ખમવા બચ્યો તેને રોઊં? અરે આજ સાત આઠ દિવશથી માત્ર વડના ટેટા ખાઈ, સૂકાની માફક કુડા દિન ગૂજારી મનુષ્ય પ્રાણીના કહ્યા શત્રુથી અથવા રાત્રિના ભૂંડા પ્રહર ઝાડની ડાળિયોમાં ચાળું છું તેમ છતાં આ ઘણાં દિવશ થયાં રસ્તો સુઝતો નથી તેને રોઊં?

અરે! એ બધું કવચિત વિસારી દઊં, અને “જીવતો નર ભદ્રા પામશે” એ કહેવત ઉપર આધાર રાખુ! પણ મનની વિષમ દુગ્ધાઓ તેથી કયાં ઓછી છે? આપણા ઘરનો નેસ્તી પેલો કુશળચંદ પ્રભાવતીની ભાગોળમાં મળતાં તેણે મને ઓળખી કાઢી મારી આશા કારી સુશિલ પ્રાણાધિક સત્યવતી બે ત્રણ દિવશના સેજ મંદવાડમાં ગુજરી ગયાના માઠા સમાચાર કહ્યા તેને રોઊં? કે કોને રોઊં?

(પત્નિનું સ્મરણ થઈ જતાં ગદગદિત કંઠે).

શિખ્રીણી વૃત.

અરેરે કયાં ચાલી, દુખ કરિ અતી તું દુખ હરા,
સહૂ સ્વપ્નું સાચે, તુજ વિરહ સુનો પ્રિયકરા;
મટી ભોગી જોગી, થઈ રળવળું છું તુજ અતી,
અરે કયાં જૈ બેઠી, સુશિલ સદગુણી સત્યવતી! ૧
હતી તું જ્યાં સુધી, સકળ સુખ મૂને બહુ હતું,
હવે તું જવાથી, દુખ દુખ અતી આગળ થતું;
દરીદ્રી હું થાતાં, અધિક અથડાતો જગપતી,
અરે કયાં જૈ બેઠી, સુશિલ સદગુણી સત્યવતી! ૨
અરે ઇંદૂ[1] સિંધુ[2], વશિકરણ તારા વદનમાં[3],

1 ચંદ્ર જેવી કાંતિ વાળી. 2 સાગર જેવા પેટ વાળી.
3 મુખ, ચેરો.

મળી ના તેં રાખી, સકળ બળત્રા શું રૂદનમાં;
બળીતા લજ્જાળુ, લલિત લલના આ તુજ કતી,
અરે કયાં જૈ બેઠી, સુશિલ સદ્ગુણી સત્યવતી! ૩
હતી મા વીનાની, લઘુ વયપિ દુઃખી અતિ હતી,
નિરાશી હું જોતાં, નરમ થઈ જાતો અતિ અતી;
કહે કેવી કોની, કઠિણ થઈ વૃત્તી પ્રિય સતી,
અરે કયાં જૈ બેઠી, સુશિલ સદ્ગુણી સત્યવતી! ૪
નહીં તેં કોં દીને, રિસાઈ જઈ ગુસ્સો પ્રિય કર્યો,
સદા આજ્ઞા માની, ભવ સુખ થકી નિશ્ચય ભર્યો;
(જેથી હવે) ચિતા પેરે દાઝું, અરરરર ચિત્તે ભગવતી,
અરે કયાં જૈ બેઠી, સુશિલ સદ્ગુણી સત્યવતી! ૫
જતાં અંધારામાં, ભયભિત થતી તું અતિ અતી,
મરેલી કીડીને, નિરખિ દિલ દાઝે રૂપવતી;
જતાં ચિતામાં તું, પતિ વિરૂધ પ્યારી કયમ થતી,
અરે કયાં જૈ બેઠી, સુશિલ સદ્ગુણી સત્યવતી! ૬
અરેરે વ્યોમેશા, ભુવન પતિ આવું કયમ કર્યું,
અરે વાચ વારી, અનલ ખળ દેવા શિદ હર્યું;
તમારાં સૌ કૃત્યો, નથિ નથિ નથી અન્યની કૃતી,
અરે કયાં જૈ બેઠી, સુશિલ સદ્ગુણી સત્યવતી! ૭
પુરા પાંચે માસે, મુજ પરમ પ્યારાં ત્રણ ગયાં,
બિખાવી ભામીની, સટકિ સહુ સર્વે શિદ રહ્યાં;
ગયાં છો શું સંપી, અધિક સુખ દીધું બ્રહ્મ પતી,
અરે કયાં જૈ બેઠી, સુશિલ સદ્ગુણી સત્યવતી! ૮
નથા તેં વિચાર્યું, તુજ વિન તનુ જો રઝળશે,
દુખી દીનો દેવા, કઈ રિત થકી આ નિકળશે;
પતી પામું પીડા, વિષમ થઈ વ્હાલી કયમ વતી,
અરે કયાં જૈ બેઠી, સુશિલ સદ્ગુણી સત્યવતી! ૯
હશે કયાં તું પ્યારી, મરણ મુજથી તું કદિ મળે,

ખુશી છું હું વ્હાલી, અતિ વિરહ વ્યાધી મમ ટળે;
અહીં ફાંફાં મારૂં, નજર નવ દેખું ગુણવતી,
અરે કયાં જૈ બેઠી, સુશિલ સદગુણી સત્યવતી! ૧૦
લખુ લક્ષો લીપી, સહસ્ત્ર કર જો હું કદિ કરૂં,
હજારો જીવ્હાએ, તુજ ગુણ તણાં પૂસ્તક ભરૂં;
રહે બાકી એવી, વિરહિણિ અતી કારમિ સતી,
અરે કયાં જૈ બેઠી, સુશિલ સદગુણી સત્યવતી! ૧૧
ભલે બીજી રીતે, કુશળ કદિ થાશે અતિ ઘણું,
ખરી તારી ખામી, પલક મધ્ય માનું ક્ષણ ક્ષણું;
વિયોગે હું વ્હાલી, હરદમ સુકાતો અતિ અતી,
અરે કયાં જૈ બેઠી, સુશિલ સદગુણી સત્યવતી! ૧૨

ગીતિ.

પ્રિય પતિ સતિ તજી ચાલી, વ્હાલી હાલી સ્વરગ સૂખ ધારી;
રે નારી અવિચારી, તારી ઇચ્છા થનારિ ભયકારી. ૧
ઇંદુ[1] વિરહ થકી જેમ, ચકોર બિચારૂં દિસેજ નિશવાન;
ઇંદુ વિરહે બનાયો, ઉદાસિ દિસુ ઊરેષિ ભગવાન! ૨

અરે આવા ત્રાસ દાયક પરિણામની મને સેજ પણ ખબર પડી હોત, તો પ્રદેશ હું શું કરવા જાત! તથા ઉમ્મર બહાર તે ડુંગર બહાર એ કહેવત જીવતાં પર્યંત કાળજડામાં કોરી રાખવાનો નઠારો વખત કયાંથી આવત! અહા! તેને પિયરથી તેડવા આવેલ ચાકર સાથે જવાને એટલી મોડી રાત્રએ પણ તે કેવી નાખુશ જણાતી હતી? તેના પગ કેટલા પાછળ પડતા હતા અને મારાથી વિખુટાં પડતાં તેનું રૂદય કેટલું કંપતું હતું! અને "હવે તમને નહીં મળું" એ જુઠી માનેલ વાણીવાળી એંધાણી દરેક રિતે હાની કારક નિપજી તેની ભવિષ્ય વાણી કયાંથી

[1] સત્યવતી રૂપી ઇંદુ=ચંદ્ર.

થઈ પડી!

મારાથી વિખુટું પડવું જાણે તેણે સદૈવ માટે ધાર્યુ હોય એમ તે પ્રથમથીજ કેવું કહેતી હતી! અરે જુદાં પડતી વખતે તેણે કરેલ પ્રેમ પૂર્વક આલિંગન, સ્નેહ સહિત શેકહેંડ (સલામ) અને નિસરણીમા પગ મુકતી વખતનો તેનો અત્યંત અશ્રુપાત, તેના કાલાવાલા, તેનું કલ્પાંત, મારૂં રૂદય હવે બેદી નાંખે છે! મારાં ચક્ષુમાંથિ આંસુના ઝરણ વહે છે! "સદા વિયોગ" સંકટો દંપતીને દુઃખી કરનાર પાપી શબ્દ તારો આભાસ મને પ્રથમથીજ જણાયો હોત, તેવા ભયંકર બનાવનું કાંઈ પણ ચિન્હ મારી નજરે પડયું હોત-અરે એ બધું વિસારતાં તેના મંદવાડનીજ સેજ આગળથી ખબર પડી હોત તો 'અહા! આટલા બધા પરિતાપનું કારણ શું કરવા રહેત? લક્ષો રૂપિયા ખર્ચવાથી, જાત વેચી ગુલામગીરી કરવાથી, અને છેવટે મરવાથી પણ તને જો એક વાર મળી શકાતું હોય તો તેમ કરવા હું કેવળ ખુશી છુ! હું તને ઝંખુ છું, સ્વપ્નામાં પણ તને મળવા તલસુ છું! પણ અરે પાંચ કલાકના અંતર માટે મને પાછળથી અનંતર દુઃખી કરી એ અમન ચમન કરનારી આજ્ઞાધિન પ્રેમાંકિત મુગ્ધા મને આ દુઃખામાં નાંખી કયાં ગમન કરી ગઈ!!

(પડદામાંથી અવાજ થાય છે).

**શ્લોક.**

संपत्तौच विपत्तौच, महता मेक रुपता ॥
उदये सविता रक्तो, रक्तश्चा स्तमय स्तथा ॥१॥

**ભાવાર્થ:**—ઉગતાં અને આથમતાં સૂર્ય જેમ એક રૂપે રહે છે તેમ સંપતિ અને વિપત્તિ કાળે મહાન પુરૂષો પણ

એકજ રૂપે રહે છે. માટે ભલા માણસ ડગીશ નહીં!

(આગળ ચાલવા માંડે છે).

ચતુર્થાંક સમાપ્ત.

(પાત્રની ગોઠવણ થાય ત્યાં સૂધી રંગભૂમીમાં ઉભો ઉભો વિદુષક "સ્નેહિ સહુ સંતાનને ન ચડાવો" એ ગાય ન પુરૂં કરે છે).

—⊷—

# અંક ૫ મો.

પાત્ર.

મૂર્ખસિંહ........................અંધેર નગરીનો રાજા.

દિગંબર...................................તેનો પ્રધાન.

લંપટસિંહ, અફીણસિંહ, ભાંગ્યાનસિંહ. } .................તેના પુત્ર (કુંવર)

વર્ણસંકર.......................ઇંદ્રપુરીના નગરશેઠનો પુત્ર.

છાપનશાહ, લપનશાહ, મકંદશાહ. } ...........પૂરવાસિ જનો.

—⊷—

# પ્રવેશ ૧ લો

## સ્થળ રાજ્ય મેહેલ.

મૂર્ખસિંહ તથા દિધંબર.

મૂર્ખસિંહ—કેમ દીવાનજી! પેલા ખેડુત લોકોના પોકાર ઉપરથી તેમને રંજાડ કરનાર સિંહને મારવા આપણા લંપટસિંહને મોકલે આજ ઘણા દિવસ થવા આવ્યા તોપણ હજુસુધી કાંઈ જણાયું નહી!

વિદૂષક—લંપટસિંહ વળી કોક સાથે ત્યાં લપટાયા હશે! સિંહ સાટે શિયાળનો શિકાર કરી આવે તોએ સારૂં! કારણ તેમનું સામર્થ જોતાં તે પણ તેમના સામુંજ થશે!

દિધંબર—રાજાધિરાજ! હું પણ તેમની ફિકરમાંજ છું! કુંવર શ્રી સિંહનો શિકાર તો સારી રિતે કરી જાણે છે છતાં કેમ થયું હશે! મને લાગે છે કે આજ તેમની ભાળ કાઢવા શિપાઈ અને અશ્વારો મોકલિયે; સબબ—

વિદૂષક—સબબ શું? બંદાએ કહ્યું તેજ!

મૂર્ખસિંહ—વારૂ; પણ પેલા ગાંડિયા શાબના રોજરોજ હકમ આવે છે કે તમારા રાજ્યમાં શધારો કરો શધારો કરો, તેતે શધારો તે શું હશે!

વિદૂષક—બુટ મોજાં પહેરી હાથમાં જ્યોતિકા ઝાલી કોટ લગાવિ ખખ્ખરહાસ થવું, કહેવું કાંઈક અને કરવું કાંઈક અને માગવા આવે તેને આપવું નહિ તે!

દિધંબર—છોકરા છોકરીની નિહાળો કાઢી પુશકતહાળા સથાપવી, ગામે ગામ ઈસપીતાળ અને

મૂશપાસેટી કરવી, સડકો બાંધી તે ઉપર ઝાડ રોપાવવાં, રસ્તા શાફ રાખી છંટકાવ કરવા વિગેરે એવાં એવાં કામનો તે લોકોને શોખ હોય છે જે કરવાં તેનું નામ શધારો!

વિદૂષક.—ત્યારે ઉમતિ પ્રજા જે શિસા-ખાલી કરી ભર બજારમાં પડે છે, અભક્ષાભક્ષ કરે • છે કહેણી પ્રમાણે કરણી રાખતી નથી તે કેમ કુધારો કે!

મૂર્ખસિંહ—ઊહ એ ગડતા ન બેઠી; છોકરા ભણીને કાપ દા વાચપ થાય તો કોક દિવશ પણ રાજ્ય ઉપર ભાર! આપણે તો આખા ગામમાં તમનેજ શફી કરતાં આવડે છે એટલે બસ છે! વળી દિકરિયુંને ભણાવી કયાં રળવા મોકલવી છે તે! અંગર તેમને તે કયાં ખત લખવાંછે? તેમ કરતાં પણ તેમને ભણાવિયે તો રાંડો ધણીને ન બદ્લ રૂપાળા પુરૂષને ચઠિયો લખે! માટે હંઅ! એતો ઠિક નહીં!

દિવંબર.—યથા યોગ્ય છે! શાબ આવે ત્યારે મેવાના ખુબ ખુમચા મોકલી દશ બાર ઘેટાં નજર કર્યા કે બશ! આ ટાણે તેનો શસ્તેદાર બરાબર જરા છં ટાણો નહિ જેથી આવાં આવાં લફરાં કાઢે છે!

મૂર્ખસિંહ.—તાણે અશપાલ અને મુશપાલ તે શું? તે કે મ થતું હશે?

દિવંબર.—રસ્તા બગાડતો હોય તેને પકડી દંડવો અને તે ઉપર પાણી છંટાવવું તે મુશપાલ; તથા માંદા પ ડે એને હાજાં કરવાં એ અશપાલ.

મૂર્ખસિંહ.—રસ્તા ઉપર પાણી છંટાવી ચારે તરફ શરદી કરીએ જેથી માંદા પડી લોક હેરાન થાય અને ડાખતરનો ધંધો જાગે એ શ

મારો શેનો? એતો ડાખતરનેજ પૈશા ખવાડવાની વાત! વળી શકન થી શબ્દ આ ગળા જેથી એતો કામનુંજ નહીં પણ ઝાડ રોપાવવાની વાત તો હાસી કે શાબ આવે છે મારે એને બાળવા એધણાંની જે ઘણી અડચણ પડે છે તે ન પડે! એ ગડ કાંઇક બેઠી ખરી!

વિદૂષક—શાબને તો બાળતા નથી હાટે છે! પછી તમારી જેવી મરજી! અને જેવી ઉદારતા!

દિધંબર.—ખરી હકિમત લડાવી! ત્યારે આપણે સેનાં ઝાડ રોપાવીશું?

મૂર્ખસિંહ.—લિંબડાનાં ઝાડ તો સરદી કરે તેમજ તેના એધણાં હારાં થાય નહી! પડતો નેહેસ ઉપર ભૂત રહે અને બાળવાનાં કામમાં આવે નહિં માટે હું તો ધારૂં છું કે બુધ બાવળ, કોઠી, અને આંબલીનાં ઝાડજ રોપાવો!

દિધંબર.—બરાબર! વાહજી બાવો વાહ! અક્કલતો ભલી પોચાડી!

વિદૂષક.—અરે એતો અક્કલનોજ ભંડારછે; હજુ ખજાનામાંથી ધિમે ધિમે નિકળતી જશે!

દિધંબર.—ત્યારે રસ્તા શાફ કરાવવાનું કેમ કરીશું?

મૂર્ખસિંહ.—દિવાન થઇ એટલી પણ બુદ્ધિ નથી પહોચતી? શાબ આવવાના બે ત્રણ દિવશ આગમચ વાળી ઝૂડી રશતા શાફ રખાવીશું! એટલે શાબ સમજશે કે બધોએ શધારોજ છે!

દિધંબર—પણ આ ગામના લોક તો આંગણા આગળ મોટા મોટા ઉકરડા કરી રાખે છે, જે છ મહિને પણ ખસેડી શકાય નહી તેનું કેમ થશે?

મૂર્ખસિંહ—તાણે પારિયાં પાસે હાદ પડાવો કે કોઇએ

આંગણાં આગળ ઉકરડા કરવા નહી, સહુએ પોત પોતાનું ખાતર પોતાના ઓરડામાં ભરવું; પછી શું!

દિધંબર—આપની વાત પહેલા નંબરની છે! ગામ બાહાર ઉકરડા કરાવનારતો ઊંધી અક્કલના બેવકુફ છે; કારણ બાહારની હવા ગામમાં આવે છે કે ગામની બાહાર જાય છે! માટે એ ઠિક ખોળી કાઢ્યું!

મૂર્ખસિંહ—(પોતાની મુચ્છ ઉપર તાહ દઈને) બા રાજા તે રાજા! તમે કલમના ગોદાથી હજારો રૂપિયા રળો, નાની વાતમાં મોટી મોટી કાયદાની ચોપડિયો જૂઓ તથા તે ઉપર બે માડાં જોતરાય એવા તરકટી કેશ ઉભા કરો પણ અમારી હાજર જવાબી તથા અમારા અદલ એનસાફ આગળ તે બધું એ રદ! જાઓ હવે મારા કહ્યા પ્રમાણે સરવ વાત અમલમાં આણો!

વિદૂષક—મધ્યાનકાળે પણ મધ્ય રાત્રી મનાવનારા મૂર્ખ રાજાઓ તમારા જેવાજ હશે! કેમ!

દિધંબર—જેવો હુકમ આ ચાલ્યો!

(જાય છે).

—❧—

## પ્રવેશ ૨ જો.

સ્થળ અંધેર નગરીનું બજાર.

વર્ણસંકર, ગામના છોકરા, છપ્પનશાહ, લપ્પનશાહ, અને મર્કટશાહ વિગેરે.

વર્ણસંકર—(જોગીના વેષમાં પ્રવેશ કરીને)

જોગી જોગન બનાકે કિધર ગયેરે.          એ રાગ.
દયાનિધી દયા તમે દીલ ધરોરે;
દિન બંધૂ ઈંદુ વંદુ તને.          દયા૦ ૧
દાસ તણાં દોષો દિલમાં ન ધરતાં,
દારિદ્ર જે હોય દિનાનાથ હરોરે;
દિન બંધૂ ઈંદુ વંદુ તને.          દયા૦ ૨
પાપ કિધાં મેં પૂરાં પ્રભુજી,
દિન જાણી દયાસિંધુ મુકતી કરોરે;
દિન બંધૂ ઈંદુ વંદુ તને.          દયા૦ ૩
આજો દિવશ આથડયો નગરમાં,
પેટ ન ભરાયું ભૂખારિ ભરોરે;
દિન બંધૂ ઈંદુ વંદુ તને.          દયા૦ ૪
પ્રભાવતીમાં પાર પડયો'તો,
મ્હેર કરી પ્રભૂ તમે કર ગૃહોરે;
દિન બંધૂ ઈંદુ વંદુ તને.          દયા૦ ૫
ગૂણ ગ્રાહક પૃથિવપાળ પિતાજી,
અનુકંપા આણી હવે હસ્ત ગ્રહોરે;
દિન બંધૂ ઈંદુ વંદુ તને.          દયા૦ ૬
સત્ય દર્શી મહર્ષિ મહેશ્વર,
સૂદ્રષ્ટી કરીને નાથ મ્હેર કરોરે;
દિન બંધૂ ઈંદુ વંદુ તને.          દયા૦ ૭

વિદૂષક.—(પડદામાંથી એકદમ કૂદી પડીને) નિચા રજો મહેરબાન સલામા દૂર ખસો દૂર ખસો!! ઈદ્રપૂરીના નગર શેઠના નામદાર અને કામદાર પુત્ર સારે શરીરે રાખ ચોળી બાવા બની શાનદાર (ખૂબસૂરત) થઈને આવે છે! ભાઈ એક આંકડો ભણ્યા નહિ ગણ્યા નહિ, નાનપણમાંથી નઠારી સોબત વળગ્યા તેનું જો જો આ માઠું પાર

ગ્રામ! આપણી ઉગતિ પ્રજાનાં જો જો આ
પરાક્રમ! નિધારજો મહેરબાન સલામ!

(ત્રણ ચાર વાર એ પ્રમાણે મોટે સાદે બૂમો પાડે છે એટલે ગામનાં તમામ છોકરાં ટોળાંબંધ એકઠાં થઈ જાય છે).

૧ લો છોકરો—(દોડતાં દોડતાં) અલ્યા વસ્તા, વસ્તા! ચાલ ચાલ પણે વર્ણસંકર બાવો જાય છે તેને જોઈએ! મારી મા મને રોજ રોજ "વર્ણસંકર" કહે છે તેથી જોઈએ તો ખરા કે એ કેવો છે!

વસ્તો—ઉભો રહે ઉભો! પણેથી પ્રેમલાને, છગનિયાને તેમજ હીરિયા વિગેરેને તેડી આવું? એવા પાસે એકલા જવું ઠિક નહી; બખત છે ને મારી બેસે!

વસ્તો—અરે શું મારી બેસે? હું અને પેલો છોટિયો તના સામી ધૂળ નાંખી ક્યારનાએ કાંકરાચાળી કરિયે છિયે પણ કશુંએ બોલતો નથી અને કોણ જાણે શુંએ ગાયાં કરે છે!

(થોડી વારમાં હજારેક છોકરાં એકઠાં થઈ જઈ તોફાન મચાવી મુકે છે).

વિદૂષક—(આઘો ઉભો ઉભો) ભાઈજીની હવે ઠીકજ સેવા થાય છે! એક બે ઠેકાણે વાગવાથી શરિરે લોહી પણ નિકળી ચૂકયું છે! એજ પ્રમાણે જોઈએ!! બધા બોલે ત્યારે બંદા પણ કાં ન બોલે! બોલો ભાઈ "વર્ણસંકરનાં હે—હે—એ—"એ

(છોકરાં આનંદ પામી વિશેશ ઉશ્કેરાય છે).

લપ્પનશાહ—અરે છપ્પનશાહ! હવણાં દુકાન બંધ કરોને! આપણા માલની ધણીએ ખરીદી થશે! પણે જોવાના તાલ જાય છે ને!

છપ્પનશાહ—એવું તે શું છે? લંકાખેટના વ્હોરતિયા આ

ખ્યા છે તેમને બે ગાડાં કાંદા આપી તેટલુંજ
સોનું અપાવવાનું છે તેથી હું તો જરા કામમાં છું;
પછી વાત!

લપ્પનશાહ.—ભાભા ભારમાંનો ભરમાં! તેમ છપ્પનશાહ
કામમાંને કામમાં! પણ પેલો વર્ણસંકર જાય છે
તેતો જુઓ!

છપ્પનશાહ.—(વિસ્મત થયા જેવું દેખાડીને) હા અલ્યા કો
ઈ અવધૂત જેવો દેખાય છે! પણ ભાઈ કાંદા
અને સોનાનો હાલ શો ભાવ છે તે જરા કહે
શો કે!

લપ્પનશાહ.—(પોતાની વાતમાં તેને રસ ન પડ્યો સમજી
ગુસ્સે થઈને) પુજનો! રાજોડીનો!! બે રૂપિયે મણ
કાંદા અને તેજ ભાવે સોનુંછે; રોજનો દિવાજેવો
ભાવછે પણ આટલો બધી હાય વરાળ શી? પછાડીતો
મુધાચંદન ગોધવાછે! સાત પેઢીમાં પાછળ શ્રાદ્ધ
કરે એવું તો જોળવું જરે એમ નથી! છતાં આ
શી લોપ? આ શી રામાણ અને આ શી લાહ!!

(તેને જોર કરી તાણી જાય છે એટલામાં રસ્તે જ
તાં મર્કટશાહ મળે છે).

લપ્પનશાહ—અરે મર્કટશાહ! ચાલો ચાલો? પેલો ગમ
વર્ણસંકર જાય છે તેને જોઈએ?

મર્કટશાહ—(કાનની બુટ પકડીને) ખરી વાત કહી! તેમના
નામ ઘણાંજ દિવસથી સાંભળ્યા છે! પણ હામ,
કામ અને રામ જોયા વિના તેમને હાલી બદનામ
કરિયે છિયે માટે હવે તે ઠામ ચાલો! બાંદાતો
તેમને જોઈનેજ ખાત્રી પડવાના!

વિદૂષક.—હા; ઘણે દિવસે બે અસલી મિત્ર મળે એટલે
તેમ કર્યા વિના ચાલેજ નહી!

(નાટકના પડદા પાછળથી સેંકડો વાણિયાનાં ટોળાં એક એકની આંગળિયે બાઝી પ્રવેશ કરે છે જેમની સાથે ધાલમેલિયો સોની પણ આવે છે).

ધાલમેળિયો.—(મોટે સાદે) "જૂનાં બળેલાં કર દાગિના દેવા હોય તો!"

(એજ પ્રમાણે ફરી ફરીને બમો પાડે છે)

વર્ણસંકર.—(સ્વગત) અરે આ ગામતો એવું નઠારૂં છે કે આજ સવારનો આખું ગામ ફર્યો તોપણ કોઇએ એક દાણો સરખો આપ્યો નહીં! તથા ઉલ્ટા લોક દોડાદોડ કરી ધૂળ નાંખી કાંકરા ચાળી કરી લોહી કાઢે છે! માટે લાવ પેલા અઘોર વનમાંથી પસાર થતાં જે તંગલ[1] જડ્યું છે તે આ સોનીને વેચાથી આપી જે કાંઇ મળે તે લઇ આ અઘેર નગરીમાંથી જેમ ન્હસાય તેમ ન્હાસું!

(તંગલ કાઢી વેચવા જતાં સિપાઇઓ આવી તેને પકડી જાય છે; તથા સોની લાંચ આપી જતો રેહે છે).

વિદૂષક—ભાઇના નસિબ જોજો અહીં પણ ફજેતા કર્યા! હવે કોટડીમાં ઘાલી આ ટાઢની મોસમમાં ખૂબજ મેથીપાક જમાડશે, જ્યાં બંદાનો પણ સારે નડતે ખપ પડશે માટે ચાલોજ ત્યાં!

(જાય છે).



૧. ચોકડાંના આકારનું રાજ્યકુંવરો કાને પહેરે છે; તે

# પ્રવેશ ૩ જો.

સ્થળ રાજ્યાસન.

મૂર્ખસિંહ, દિગંબર, (તથા પછીથી) વર્ણસંકર,
સિપાઈઓ વિગેરે.

મૂર્ખસિંહ—(સિંહાસન ઉપર બેસીને) અરે! કુંવરને તે શું થયું! મને તો હવે ઉંઘે આવતી નથી અને ધાન કરીને ખવાતું પણ નથી! અરે તેની સાથે જે સિપાઈઓ ગયા હતા તે પણ પાછા કેમ ન આવ્યા? તેમાંનો એક તો પાછો આવવો જોઈએ? હવે તે હું શું કરૂં! દુઃખે કરીને પેટમાં તો ધ્રૂમઈડા આવી જાય છે!

(જરા વાર વિચાર કરીને) દિવાનજી! મારી નજર માંતો એમ આવે છે કે સિંહ વખત છે ને ફાવી ગયો હશે અને——માટે બસ એ ફરિયાદ કરવા આવનારને તો કાલે સવારેજ ફાંસી દઈ દો!

વિદૂષક.—"યથા નામા તથા ગુણા" પણ ત્યારેજ ગવાશે! વાહ વાહ!! શિ કૂશાગ્ર બુદ્ધિ છે!!!

દિગંબર.—હાલને હાલ એમ અયોગ્ય રિતે ફાંસી દઈ શકાય નહી; એમ કરતાં પહેલાં ત્રણ ચાર દિવસ હજુ વિશેષ વાટ જોવી જોઈએ! તેમ છતાં આપની આજ્ઞા હોય તો કાલે હું જાતે ચડી જઉં?

વિદૂષક.—ફાંસી દેતાં પેલો કાજી જોયો છે? એતો કાજીનું કુતરૂં! વિચારીને ડગ ભરજો! નિકર પછી ફાંસીની હાંસી થશે!

મુર્ખસિંહ.—ના, હું કહું છું તે એકદમ અમલમાં લાવો? તમારોજ દિકરો એવી શપીતીમાં આવી પ

મે ધિમે!

વ્યભિચારસિંહ.—મુવોરે એ ઉંદરપૂરીના નાગાશેઠનો કુત રો! લખનોરથી તાની લુગાઈ આવી હતી તેની સાથે બે મલેટ વાત પણ કરવા ન દિધી!

અફીણસિંહ.—(ઝોકાં ખાતાં ખાતાં) એને હવે એક દ મ લિલે કાંટે ખાળી મુકો કે દેખવું નહિ અને દાઝવુએ નહી!

વ્યભિચારસિંહ.—નાના; એને આપણા મોલાબક્ષ હાથી તળે બાંધી મારો!

વિદૂષક.—એ વરા ફરતી ધિમે ધિમે બોલજો! કારણ મા ર ખાઈ ખાઈ અર્ધ મુવા જેવો થઈ ગઈ જે મ તેમ કરી ઉભો છે તે અત્યારથીજ પાર પતી જશે અને સર્વ વાત કથળશે!

મૂર્ખસિંહ.—નહિ નહિ એને મોંએ મેંશ ચોળી કપાળમાં ચુનાનો ચાંલ્લો કરી ત્રણ દિવસ સૂધી ચકલે ચકલે ફેરવો આખરે પત્થરા મારી મારી નાંખો! તેના તિરંખાજી કરો, ભાલે મારો, મારો મારો ને મારો!

અફીણસિંહ.—(વર્ણસંકર સામી આંખો કાઢીને) લોંડુ ડાચુ જોને ડાચુ! આવાંને આવાં કરિત કરવાથી ક્યાંક નાક તો કપાઈ આવ્યા શે! અને વળી અહીઆં લાડવો લેવા આવ્યો ચપમ? (ઉઠીને બે ત્રણ લાતો મારે છે).

વિદૂષક.—ઠિક થયું કે ભાઇ અહીં ફસાયા! આયે પ્રસન્ન એગ ભાઈ બાપે માનવાની નથી!

મૂર્ખસિંહ.—(સિપાઈઓને) રોઝડાંની માફક જોઈ શું ર હ્યા છો! જાઓ જાઓ લોક જાણે એમ હરગસ કાઢી એને મારી નાખ્યાની ખબર લાવો એટલે ખાવા બેહું!

(ભેવડે પત્થરાના પ્રહારથી મારી નાંખવાનું કરતા સર્વ જાય છે).

—❧—

## પ્રવેશ ૪ થો

### સ્થળ. અંધેર નગરીનું બજાર.

વર્ણસંકર, મૂર્ખસિંહ, તેના કુંવરો, હિરો, માણેકો વિગેરે પૂરવાસિ જનો તથા આખરે લંપટસિંહ.

હિરો—અલ્યા માણેકા દોડ દોડ પણે ભારે વરઘોડો જાય છે ત જોઇએ!

માણેકો.—એકલા આપણે જોઇએ એમાં શું રાચ્યાં! મા રે ઉભા રહે પેલી ગગથી મારી બિરવાળાને તેડી આવું! (જવા માંડે છે.)

અફીણસિંહ.—(રાજાને) બાવા[1]? ખુનીનું હરગસતો ખુબ મડયુ જણાયછે! (દૂર નજર કરીને) આહાહાહા! શો ઠાઠ થયો છે! આજજ એની સમાપતી કે?

વિદૂષક—હા! આજ પૂર્ણાહુતી થવાની!

મૂર્ખસિંહ—હોવે હોવે! આજે એની શમાપતી! એવા ખુની ત્રાત્રા દિહ રાછયો કામનોજ નહી!

વ્યભિચારસિંહ.—તાણે હવે શી વાર છે તે?

મૂર્ખસિંહ—હવે વાર શી! જમપૂરીને દરવાજે કગરપૂર થધી એક ખાડો ખોદાવી રાછયો છે; પાશેરથી માંડીને તે શેર શેર પત્થરના કડકા ભરેલ ગાડાં પણ ત્યાં મોકલી દિધાં છે, તેમજ આપણા મા

૧ રજપૂતોમાં બાપને બાવા કહેવાનો ચાલ છે.

મમાં તમામ કહાઈઓને અત્યારે હાજર રહેવા સંબંધી હુકમ પણ કરી દિધોસે, જેથી આ ઉ રગસ ખજારગાંધી વટાય કે આપણે ત્યાં જઈએ!

અફીણસિંહ.—(જરા આચકો ખાઇને) પણ એક વાત નો સંશય રહે છે; એ ખુની જમ રાજા પાસે જઈને ત્યાં વરી વેર લેશે તો? માટે તેમ ન થા ય એવી કાંઈ અગમચેતની થાય તો હારી!

મૂર્ખસિંહ—ઠેક મનરાખો કર્યો!

વ્યભિચારસિંહ.—અરે એમાં તે શો લાંબો વચાર પડે છે તો? હું તે આગમચ જઈશ એટલે એનું શું વળશે?

વિદૂષક.—પણ ભાઈ હાલ તો પંચક છે જેથી હવણાં જ વર્ણસંકરને મારશો તો એના જેવા બિજા પાંચ જોઈસે, ઘણાંને ઘેર સત્યાનાશની પાટી પ શે માટે ચેતજો!

મૂર્ખસિંહ.—મારે એક કુંવરને જવું હોયજ નહીં! જેથી હુંજ જવાનો!

અફીણસિંહ.—નાના બાવાજી! તમે વૃધ્ધ છો માટે તમ ને મોકલાય નહીં જેથી હું તથા વ્યભિચાર બ ન્ને જઈશું!

મૂર્ખસિંહ.—તારે હું એકલો પુંઠે રહીને શું કરૂં? વાસતે ચાલો આપણે હગજાએ હાથે જઈએ! એકાદેક અઠવાડિયું રહી વળી પાછા આવીશું!

વિદૂષક—હા ભલે; બધાએ જાઓ એટલે આ અંધેર ન ગરી ઉપર માત્ર બેહા રહ્યા રહ્યા રાજ્ય ચલાવશે તેમજ તમામ દિવાની કચેરિયો હાલ જે દિવા ની થઈ ગઈ છે તે દૂર કરી પાછી જુવાનીમાં લાવી મુકશે!

અફીણસિંહ.—અરે આ ટાણે આપણા કારભારી ક્યાં મ પા? એમને આવવાનો અરાદો છે કે નહી?

જુંબસિંહ—અરે એ ગાદી હાચવવા ગર રહ્યા! કોઇ રિતના ટંટા ફિસાદમાં એક હાવકો આદમી પુઠે જોઇએ.

વિદૂષક.—અરે એતો ડાહીનાજ ઘેલા અને ઘેલાનાજ ડાહ્યા! દિવાનના શા ભોગ છે તે તમારી સાથે આવે! પણ અરે આ અંધેર નગરી વિશે તે કેવો મત બાંધવો? તે વિશે તે શું ધારવું? કારણ—

ભુજંગી છંદ.

બન્યા મૂર્ખ લોકો બન્યા શંઢ રાજા,
કહો શી રિતે તે રહે નીજ માઝા;
અફીણી થયા કુંવરો વાત જાણી,
અરેરે થશે શી ગતી આ પ્રજાની! ૧
દિવાને કિધી ખૂબ જૂગો દિવાની,
ચડાવ્યો વળી રાય મુખે વખાણી;
બહુ રાયની હાય બુદ્ધિ બુઠાણી,
અરેરે થશે શી ગતી આ પ્રજાની! ૨
"ટકે શેર ભાજી ટકે શેર ખાજાં,"
બની એમ નીના ગતી મૂંઢ રાજા;
પ્રતાપી પિતાનાં ગયાં ક્યાંહ પાણી,
અરેરે થશે શી ગતી આ પ્રજાની! ૩
હશે રાણિયો પાંચ કે સાત રાણી,
બુધી હીન દાજે કહો કેમ બાણી;
ગરે આખરે તે પથુ જેમ રાની,
અરેરે થશે શી ગતી આ પ્રજાની! ૪
બજીચારિ કેફી અને સુસ્ત રાયે,
સુધારો રિતે શી થશે આ જગ્યાએ;

પછી પીજશે લોકને ઘાલિ ઘાણી,
અરેરે થશે શી ગતી આ પ્રજાની! ૫
બહૂ કેફિ જૂથો હજૂ તો દિસે છે,
બહૂ બાટલી[1] વારઝો[2] જ્યાં વસે છે;
થશે શોપ માળી અને ધૂળ ધાણી,
અરેરે થશે શી ગતી આ પ્રજાની! ૬
દયા દેશની લાવિને કાંઇ ચેતો,
ઉપાયો કરો લક્ષિગ કાંઇ રે'તાં;
નહીં માનતાં વેચશો પ્રીય રાણી,
અરેરે થશે શી ગતી આ પ્રજાની! ૭

(પડદામાં અવાજ થાય છે કે કુંવર આવ્યા કુંવર આવ્યા જેથી).

મૂર્ખસિંહ.—શું મારો પાટવી કુંવર આવ્યો કે?

અફીણસિંહ તથા વ્યભિચારસિંહ.—(એક દમ) કુંવર શ્રી આવ્યા કે આવ્યા કે?

(લંપટસિંહ પ્રવેશ કરતાં તમામ ખુશી થાય છે).

વિદૂષક—કેમ સાહેબ શી લુગાઇમાં લપટાયા હતા, શી બેગમે આપને બેગમ (ગમ વગરના) કર્યા હતા!

મૂર્ખસિંહ—(તેને છાતી સારસો ચાંપીને) આવ બેટા આવ્યો! તને જોઇને મને ઘણો હરખ થયો! તું એકલો ગભરાતો હોઇશ જાણી અમે સરવ તને તેડવા આવતા હતા!

લંપટસિંહ—(બધી હકીકત સમજ્યા તથા સાંભળ્યા બાદ) રસ્તે જતાં પેલી મધુમુખી મને ન મળી હોત તો હું ક્યારનોએ અહીં આવી દાખલ

1 દારૂના સિસા. 2 અફીણ ભરી વાટકીઓ. આ બાબત હિંદુસ્તાન શિવાય ઘણા દેશના રાજાઓને લાગુ પડે છે.

પણ ગયો હોત!

મૂર્ખસિંહ--ત્યારે બેટા સિપાઈ અને અસ્વારોથી તું વિખુટો શાથી પડયો?

લંપટસિંહ—બાવાજી! મેં તો ધાર્યું કે કોઈ શિયાળડી બિચાલડી હડકાઈ થઈ હશે જેથી તેને મારવી હશે; બાકી સિંહ એમ મરાય જો! જ્યારે સિંહની વાત ખબર પડી ત્યારે પાહેના ગામમાં ઉતારો કરી તમામ અશ્વારોને સિંહ મારવા મેં મોકલી દિધા.

મૂર્ખસિંહ—ત્યારે બેટા તારૂં તંગલ કયાં પડ્યું?

લંપટસિંહ——ગામમાંથી નિકળતા નિકળતા કોકે રાડ પાડી કે "વાઘ આવ્યો વાઘ આવ્યો" જેથી મારો ઘોડો ભડકી આથમણી દિશાગાં નાઠો! ત્યાં ગભરાટમાં તંગલ પડી ગયું હશે!

વિદૂષક—(શ્રોતા સામુ જોઈને) શુરો ક્ષત્રી જોયો કે? વાઘ આવ્યાની ઉગમણી દિશાથી બૂમ પડી ત્યારે પોતાનો ઘોડો તેમણે આથમણી દિશામાં દોડાવી મૂકી ઘોડો ભડકયાનું મિષ કાઢેછે! ક્ષત્રીનું સોહી છે! કારણ—

સ્ત્રગ્ધરા વૃત.

દીઠા ભવા નહીં તે, ઉનગત થઈ શું, સિંહ કે વાઘ મારે!
બેઠા બેઠા બગાસાં, નિશ દિન ઘરમાં, બાટલે પોઢિ મારે!!
આવ્યા ધામે ધણીને, શુકનનિ સરવે, વાત તો ભાઈ આનો!
પીશે પોળી પ્રિતથી, અફિણ કસુંબા, અંશ એ ક્ષત્રિગાનો. ૧

અધીરસિંહ—ત્યારે ખૂન સાથે ખૂન લેવા જેનું આપણે અત્યાર સુધી જે ધારના હતા તેનું હવે શું કરવું?

વ્યભિચારસિંહ—ચોરીનો માલ સંતાડ્યા સંબંધી આપણા કાયદામાં જે લખેલ હોય તે અમલમાં લાવવું!

લંપટસિંહ—અહીં કોણ જાણે છે કે શિ સજા છે? આપણે તો કાંઈ કાયદા વાંચ્યા નથી; વગર જાણે તમે જે કાયદા ઓખી નાખ્યા છે તેજ ખરુ છે!

વિદૂષક—અરે હાલ તો કાયદાના બાં પણ કાયદાના વાયદા કરી અલાયદા ફાયદા તરફ નજર દોડાવેછે, ત્યારે આતો અંધેર નગરી છે!

મૂર્ખસિંહ—એમ નહીં એમ! સર્વ ધર્મનું રક્ષણ થાય માટે એવો ઠરાવ કર્યોછે કે જો મુસલમાન ચોરી કરનાર અગર ચોરીનો માલ રાખનાર ન ખપણિયાના માલનો પોતે ઉપયોગ કરનાર ઠરે તો તેનાં કાંડાં કાપી તેને બેપડી સાથે પરણાવી જન્મ કેદ કરવો, અને હિંદુ માલમ પડે તો કોઈ રાંડી છાંડી હજામડી ખોળી કાઢી તે સાથે તેને પરણાવી ઉપલી સજા અમલમાં લાવવી. વળી મિનાતી ભેદ તોડી નાખી નાતરાં કરાવિયે તો સુધારાવાળામાં ખપિયે, શાસ્ત્રાવાળા તથા શાસ્ત્ર લોક માન આપે, પેલા છાપાવાળા હાર હાર છાપે માટે કરો એતો એજ!!

અધીરસિંહ—મોટા ઠોક ખિતાબ મળે એવું હોય તો તાકીદે સજા અમલમાં આવે એમ કરો!

મૂર્ખસિંહ—(સિપાઈઓને હુકમ કરતાં) જાઓ આજ સાંજે આપણા રતનચોકમાં આ લગન ખૂબી રિતે થઈ શકે એમ તાકીદ કરો!

(સિપાઈઓ દોડી જાય છે).

વિદૂષક—ઈંદ્રપૂરીના નગરશેઠના પૂત્ર આ અંધેરનગરીની હદમાં ન ખપણિયાતો માલ છતો ન કરતાં પોતે રાખવાથી પકડાઈ જતાં હજામડી સાથે પરણશે, તેમના હાથનાં કાંડાં કપાશે, તથા જન્મ ટીપ

ભોગવશે ત્યારેજ હાથનાં કર્યાં હૈયે વાગશે, તેનું દ્રષ્ટાંત જોઇ આ આર્ય પ્રજા જાગશે, ઠગ લોકો પાકશે, તથા લમ્પાગ્યોના લલાટમાં એ કારી જખમ લાગશે! માટે ચાલો ભાઇ ઝટ કરો? અમારે હજામનું સિધું તો નહીંજ ખપે પણ દક્ષિણા તો લઇશુંજ! કારણ વાણિયો મિત્ર નહી અને લક્ષ્મિ અપવિત્ર નહી!

(સર્વે જાય છે).



# પ્રવેશ ૫ મો.

સ્થળ રત્નચોક.

રાજા તથા રાજ્યકુટુંબ, વર્ણસંકર, પરણાવવા આણેલ સ્ત્રી, તથા લોકોનાં ટોળાં વિગેરે વિગેરે.

વિદૂષક.—(આગળ આવીને)

ગીત.

લાડકડી ચડિરે કમાડ, ભભુતગરને[1] નિરખવારે;
જેના માત પિતા ચડ્યાં ઝાડ, લોકો લાગ્યાં હરખવારે. લા૦ ૧
ગળી હજામ કેરી નાત, ચાલે ચસકિ ડોલતારે;
લૈ કોથળી મસાલ સાથ, હોરે વર ખોળતારે. લા૦ ૨
આવ્યો ભેગલો પ્રેગલો જ્યાંહ, હિરિયો વળી આવતોરે;
આવી ગંગલી વંગલી ત્યાંહ, શીરો જેને ભાવતોરે. લા૦ ૩
ગાયાં છોકરાં ગામનાં ખુબ, હુરેહુરે બોલતાંરે;
માચ્યો મેળો જયાં આણિકુબ, નહું ચાગે ગોળ ત્યારે. લા૦ ૪

૧ જોગીના વેશવાળો વર્ણસંકર.

અમારી બાવરી જ્યાં નિરધાર, અહંકાર આવિચારે;
કાઢી મુકયા રાંધે ગારી ગાર, નહી એક ફાવિચારે. સા૦ ૫

મુર્ખસિંહ.—અરે એ જોડાને હવે ચોરીમાં બેસાડી પાણીધેપાણુ—પાણીગ્રહણ—કરવા કોઈ બામણને બોલાવો જે કાંઈ મંતર બોલે!

વિદૂષક—આરે બાર વર્ષના બાંઠા બેઠા છે છતાં બોલે બા મણો આવે એવી કોની મગદૂર છે!

(આગળ આવી હસ્ત મેળાપ કરાવતાં મંગળાષ્ટક બોલે છે)

शार्दूल विक्रीडित वृत.

शीखीने नव पाठ ठाठ करशे, पीडा अती पामशे,
आज्ञा मानि नहीं विवेक चुकशे, माह्या दिले मामशे ॥
ज्यां त्यां ते बहुधा हराम बनशे, जाशे न बदनामशे,
स्थीती खोटि थतां खचीत मरशे, कुर्यात् सदा मंगलं॥१॥

(मंगळाष्टक थइ रह्या पछी संकल्प करावे छे)

श्री अज्ञान सिंधु स्नानं मदंग करिशे;
श्री मावितर अनादार गंधं समर्पयामी;
श्री व्यसन वृत्ती पुष्पं समर्पयामी;
श्री बाटली भक्त अबिल गुलालं, स०
श्री विषया शक्त धुपं, स०
श्री नराताल जुठं दिपं, स०
श्री फळ, फजेती नैवेद्यं, स०
श्री माठी दशा तांबुलं, स०
श्री देहांत दुःख दक्षिणां, स०
श्री काग, समळी गिध भोजनं करिशे॥

(આખા ગામની હજામડિયો એકઠી થઈ વગાડતી વખતે ગાય છે).

### ગીત.

આવ્યો આવ્યો ચોટડાનો ચોર, લાજેણી લખમી[1] લેઈ ગયોરે;
આવ્યો આવ્યો કરિને કૃત્ય અઘોર,લાજેણુ લંચ્છન[2] લેઈ ગયોરે. ૧
આવ્યો આવ્યો ગુરૂદ્રોહ કરનાર, લાજેણી લખમી૰
આવ્યો આવ્યો માવિતર દમનાર, લાજેણુ લંચ્છન૰ ૨
આવ્યો આવ્યો બંધુ વિષ દેનાર, લાજેણી લખમી૰
આવ્યો આવ્યો રંડા[3] કેરો યાર, લાજેણુ લંચ્છન૰ ૩
આવ્યો આવ્યા કુંવર કેરો કાળ, લાજેણી લખમી૰
આવ્યો આવ્યો કરિને મડ બે તાલ, લાજેણુ લંચ્છન૰ ૪
આવ્યો આવ્યો પ્હેરિ પગરખાં માળ, લાજેણી લખમી૰
આવ્યો આવ્યો બાવો બનિને હાલ, લાજેણુ લંચ્છન૰ ૫

વર્ણસંકર.—(શિક્ષા ભોગવવા જતો જતાં)

### ગીતિ.

ભવાનિ[4] તુજ ગતિ ન્યારી, અતિ મતિ રતિપુર કળાય નવ પારી;
કૃતિ થતાં વૃતિ તુજ ભારી, નહારિ કૃતિ ફળ દિપેછ નવ હારી. ૧
"કરણિ પાર ઊતરણી", વર્ણવી કૂડી નથીજ તિલભારો;
હરિણી નયનિ નયાને, પરણી જૂઓ હજામની નારી! ૨
ભવસાગર આ ભુંડો, ગાગરમાં કેમ શકાય ભરિવારિ[6];

૧ પરણનાર સ્ત્રીનું નામ લખમી-લક્ષ્મિ-હતુ. ૨ વર્ણસંકર ઉપનામ. ૩ સ્વૈરાણી નામની વર્ણસંકરની રાખેલ સ્ત્રી.
૪. ભગવાન; પરમેશ્વર.
૫. ગગરો; પાણી ભરવાનું એક મોટું વાસણ થાયછે તે.
૬. પાણી; ગમે એવી મોટી ગાગરમાં જેમ આખા સાગરનું પાણી ભરી શકાય નહી તેમ ગમે એવા સિદ્ધ પુરૂષની પણ અક્કલ મારી જાય(માપ ન થઈ શકે) એવો આ ભુંડો ભવસાગર છે.

નાગર[1] નર પણ ચૂકે, વાધરર[2] અક્કલ જરૂર જતિ મારી! ૩
સંગત તો લઘુ વયમાં, નઠારિ થાતાં નઠારૂં ફળ ભારી;
અનુભવિ ભાખ્યું ભ્રાતો, સંગત દિન એક કરો ન નઠારી! ૪
બહુનામી શુભધામી, ખામી પામી રહી ન મન હામી;
સ્વામી ઊર ધરીને, કરજો દુરશિર અધીક બદનામી! ૫
ચૂક્યો ભવસાગરે આ, ચૂક્યો માની શીખ ન અતિ સારી;
સહુ ભગવાન હું ચૂક્યો, મુક્તિ કરો તમ ગુણનિધિ ગિરિધારી. ૬

(માત પિતા તથા ભાઇ ભાડુંનો દુઃખમય ચિતાર તેજ ક્ષણે તેના રૂદય ઉપર પડતાં તેમજ હવે કોઈ ઉપાયે પણ સૂખ નહિ મળશે સમજી ગભરાઇ જઇ કરેલ શારીરિક શિક્ષા અમલમાં આવે તે આગમચ તુરંગના બારણા આગળ એકદમ ઝીમ કરડી વર્ણસંકર મરણ પામેછે.)

વિદૂષક—(ગડદા આગળ ઉભો રહીને)

શાર્દૂલ વિક્રીડિત વૃત.

દૂભીને નિત માત તાત મદમાં, વિદ્યા નહી શીખશે,
મૂકીને સતસંગ રંગ કરતાં, કૂસંગ પંથે જશે;
બોળી નામજ સાત પેઢિ તણૂં જે, કર્તાર કોપાવશે;
શિક્ષાથી નવ છૂટિ છેવટ જતાં, તેની વલે આ થશે! ૧

(પડદો પડ્યો).

પંચમાંક સમાપ્ત.

---

૧. નાગર શબ્દનો અર્થ જૂદો થાય છે પણ આ કવિતાના ભાગમાં ચતર સમજવાનો છે.

૨. વાધરી જેવી અક્કલ; અર્થાત કમ અક્કલ.

## ગ્રન્થ સમાપ્તિ વિશે.

સુત્રધાર.—(રંગભૂમીમાં પ્રવેશ કરીને) પ્રિય શ્રોતા જનો! ઘણું કરી આ પ્રમાણે આપણા દેશની હવણાં સ્થિતિ થઈ ગઈછે; જે પ્રજાને આપણે આપણું તનમન સમજી છિયે, જે પ્રજા ઉપર આપણે હાલના હરેક પ્રકારના દુઃખમાંથી સ્વતંત્ર થવાની અપેક્ષા રાખિયે છિયે, તથા ટુંકામાં જે પ્રજા ઉપર આપણે અગણિત આશાઓ બાંધિયે છિયે, તે આર્ય પ્રજા હવણાં હરેક રિતે કુમાર્ગે દોરાઈ લય પામતી જાય છે! જેનો વધ કરતા કેટલેક દરજ્જે નિઃસંશય આપણેજ છિયે! સડેલ બિજ વાવી તેમાંથી મનહર વૃક્ષ થવાની આશા કેવી પાયા વગરની છે! કેવી મુર્ખાઈ ભરે લી છે! અરે કેવી શરમ ભરેલી હેકક છે!!

પ્રથમ નવ દશ વર્ષમાંથી પતિ સાથે સૂખ માણી પ્રજા પેદા કરનાર, પ્રજાનું પાલણ પોષણ કરનાર, પ્રજાને સારે અ-ગર નરસે રસ્તે દોરનાર હાલમાં મનાતી યૂવતિયો તરફ આપણે જરા નજર કરિયે. સસરો, સાસુ અગર સ્વામી પ્રતે પોતાના ધર્મ સમજવા જેટલું જ્ઞાન મેળવ્યા પહેલા કેવળ નાહાન છોકરિયો હાલ જનેતા રૂપ ધારણ કરતી થઈછે! આ ક હાહાડાના કંકોડાં, આ કાચાં ફળ, રાક્ષસ જેવા વિષયી પુરૂષના વિષય પૂરા પાડવા શિવાય વિશેશ શું કરે શકે? (અરે તે પણ આખર સુધી સહિસલામત કયાં પોહોચે છે? કારણ એક વર્ષના અરસામાં છેક નાની ઉમરમાં સેંકડો જોડાં ખંડન થયેલાં સાંભળી આપણું હૃદય કયાં પંગળી જતું નથી?) તથા પરિણામે પૂર્વે થઈ ગયેલ પ્રા તાપી પુરૂષોની ખોટ આ નાહાન, નનાંગડી, તાણી તુશીને સ્ત્રીના આકારમાં આણી મુકેલ છોકરિયોથી શિ રિતે પૂરી પડે? અને ખોટ પૂરી ન પડતાં આ દેશનો ઉદય શિ રિતે થાય?

ભૂતકાળ સારો ગયો, વર્તમાન નઠારોછે પરન્તુ ભવિષ્યકાળ તો નઠારામાં પણ નઠારો આવશે! આનું કારણ શું?

ઉપલા સવાલના ઉત્તર ખુલ્લાજ છે જેથી જેનું સ્મરણું કર્યા શિવાય ભાગ્યેજ આપણે એક દિવસ કાઢતા હોઇશું!

બાળલગ્ન, સ્વયંવર, પૂનઃલગ્ન વિગેરે વિશે આપણે રોજ રોજ પેટ ભરી વાતો કરી ગાડરિયા પ્રવાહની માફક તટસ્થ બની જોયાં કરિયે છિયે; શિવાય વિશેશ શું કરિયે છિયે? વારૂ; જ્યાં સુધી એ મોઠા સ્વાલોનું નિરાક્રણ કરવા આપણને ફુરસદ (!) મળી નથી, જ્યાં સુધી તેમ કરવા આપણી ઉંઘ ઉડી નથી અને જ્યાં સૂધી તેમ કરાવવા આપણી ભાગ્ય દેવિયે ધાર્યું નથી ત્યાં સૂધી ગાયેલુંજ ગાતાં તે વાત કોરે મૂકી ધર્મ અગર રૂઢિનો બાધ્ય ન આવે એવી (આપણાથી બની શકે તેવી) સૂલભ વાતોજ ઉપાડિયે?

સાધારણ સ્થિતિમાં રહી ગામડામાં દિન નિર્ગમન કરનાર ઓરત તથા શેહેરમાં વસી ઉત્તમ ખોરાક ખાનાર ઉંચા કૂળની શ્રિમંત સ્ત્રી સરખી ઉમરની અરે સરખા કદની હોવા છતાં મજબૂતાઇની બાબતમાં ગામડાની સ્ત્રીથી ઉતરી જાય છે તેનું શું કારણ?

ઉત્તર એટલોજ કે ગામડામાં રહી ધંધા ઉપર ગુજરાન કરનાર જ્ઞાન નહિ હોવાથી સેજ જડ બૂધ્ધિની પણ સદાચરણ પાળનારી વિષય સંબંધી છેક થોડું જ્ઞાન ધરાવનારી ઉદ્યોગી નારી બગબગા પહેલાં ઉઠી દળી નાંખી, દહીં વલોવી, છાશ કાઢી, માખણ તાવી, ઢોર સંભાળી, રસોઇ કરી છોકરાં પતાવી, ખેતરમાં રહેલ વિયોગી પતિને ભાત પહોચાડવાની ઉત્કંઠામાં આમ તેમ કેટલાક વખત સૂધી ફરે છે તથા થોડી વારમાં (અરે કેટલીક તો આપણે દાતણ કરવા બેશિયે તે આગમચ) માળિયા ઉપર ચડી ધર

તરફ મિઠી દ્રષ્ટી માંડી જોતાં પતિની પાસે જઇ નિર્દોષ વાતો કરી તેને આનંદ પમાડે છે ત્યારે શેહેરમાં વસ્તી શેઠાણી શિંગમાંથીજ મોલી (છેક નાનપણમાંથીજ ઘર ઘર રમતી) નિકળી આગલી રાત્રે કરેલ વિષય વિશે વિચાર કરતાં, નઠારાં સ્વપ્નાં તથા કુનિતીની વાતો સંભારતી, છોકરાં રડાવતી ખાણીથી પણ કલાક મોડી ઉઠી કેટલોક વાર સૂધી પેટ ચોળાવી હજારો પ્રકારના તર્ક વિતર્ક કરતી અર્ધા પોણા કલાક સુધી પ્રથમ તો ખાળ ઉપર જઇ બેશી રહે છે! તથા સેજ વારમાં ડાકતરને બોલાવવા માણસોને મોકલી દોડાદોડ કરાવી મુકી ઉઠતાં વાંત પ્રથમ કામ શું કરવુ તે સર્વેને ભૂલાવી દે છે!

બીજી તરફ વ્હેપાર રોજગાર કરનાર તેનો ધણી બ્હાર નવ દશ વાગી જવાથી પોતાના ધંધામાં વિલંબ થઇ જશે જાણી તેમજ પોતાની સ્ત્રીના સદૈવ મંદવાડપણાને લિધે ચિંતાતુર થઇ એક ખૂણામાં ઉભો ઉભો બરબડયાં કરે છે! એટલામાં ડાકતર ત્યાં આવી પહોચ્યો બાઇસાહેબને (!) તાણ, લોહીવા હમેલ રહેવાથી પ્રથમ થતુ અસૂખ વિગેરે દર્દ ખોળી કાઢી તેને સજક કરેછે; અને સજક થયો બાદ પ્રથમ કામ કિયું અને કેવું આદરે છે!

ઘરમાં રસોઇયો હોય તો ઠિક નિકર સંસારની સર્વ પિડાઓથી કંટાળી જેવું તેવું હાથે બાફી (રાંધી) અગર ટાડુ શિળુ જયારે તે ખાવા બેઠો હોય ત્યારે તેની પાસે સાંસલા ખાતી ખાતી ધિમે ધિમે આવી પોતાના ધણીની સ્થિતિ કોઇ પણ રીતે લક્ષમાં ન લાવી ઘરેણાં લુગડાંની જક કરે છે! છેકાછેક ઉતરતી પંક્તિની હોય છે તો તે બ્હાને કુલેશ કરી તે બિચારાની ફજેતીના ફાળકા કરી મૂકેછે જેનું ફળ એ થાય છે કે ઘરેણાં લુગડાંની બેશુતમ લાલચ રાખનાર એ અસંતોષી જીવ પોતે દુઃખી થઇ

લાગતાં વળગતાંને દુઃખી કરી છેક નાનાં નાનાં છોકરાં રઝળાવી નાની વયમાં લય પામે છે!

ગામડાની સ્ત્રી ઉપર દર્શાવ્યા પ્રમાણે સાધારણ સુખથી પરમ સુખ માની બેઠેલી હોય તો રામ કથા વિગેરે સુબોધકારક પુસ્તકો વાંચી આ ભવસાગર જ્યારે નિશ્ચિંત પણે તરે છે ત્યારે શેહેરની શેઠાણો મળેલ સુખને દુઃખ માની સહેવંત અને સુડાબ્હોતરી વાંચી વિષય અને ઘરેણાંની લલુતામાં મરણ પામે છે; આમ થવાનું કારણ શું અને તે શાથી દૂર થઈ શકે?

ઉપલાં પ્રશ્નનો ઉત્તર વિચાર યુકત અને ગંભિર છે, જેનો વિસ્તાર કરવા બેશિયે તો આ પુસ્તક કરતાં તેનુંજ બાજ વધી જાય જેથી તે વિશે સૌજ વિચાર જણાવવા યોગ્ય ધારિયે છિયે.

પ્રથમ તો હાલની ભોળી માતાઓ પોતાની વૃદ્ધાવસ્થા થયા છતાં, પોતે કેવળ અપંગ થઈ ગયા છતાં પાણિયારેથી પાણીનું પાત્ર લાવવું હોય તોપણ તેટલા શ્રમથી પોતાની છોકરીની પિંચોઠી—અંબોઈ—ટળી જશે સમજી નાનપણથી તેને પૂતળાની માફક બેસાડી મૂકી પરિશ્રમ વેઠિ ઘરનો સઘળો કાર્યભાર પોતેજ કરે છે; જે મોટી ભુલ સતાન ઉપરના અસાધારણ પ્યારને લિધે પ્રથમ જણાતી નથી, પરન્તુ આગળ જતાં જ્યારે તે ખરેખરૂં રૂપ પકડે છે ત્યારે તે મહા ચૂકનું પરિણામ વિનાશકારી નિપજે છે. પુતળા જેવી લાડઘેલી શરિર કસાયા વગરની નિર્બળ છોકરી પોતાનાં સાસરિયાંમા શિ રિતે સમાય? પરાક્રમ હિન હોવાથી સાસરિયાંની અરે ખુદ તેના ધણીનીજ મિઠી દ્રષ્ટી તેના ઉપર શિ રિતે થાય? અને પ્રેમ દ્રષ્ટી ન થાય તો તેનો ભવ કેવી રીતે જાય? એક તરફ કસાયેલ બાંધાની છોકરી આગળ જતાં ઓછામા

ઓછાં ચાર પાંચ છોકરાની જનેતા થઈ પ્રફુલ્લિત મન સહીત આ ભવસાગર પસાર કરે છે ત્યારે બિજી તરફ પુત જા જેથી છોકરી—છોકરા ન થાય તો તે માટે—અનેક અનેક પ્રકારના કુકર્મ કર્યાં છતાં છેવટે છોકરીજ રહી. છત વનાની બની નાશ પામે છે! ત્યારે આમ થવાનું કારણ શું? ઉત્તર એટલોજ કે વર્ષો વર્ષ કાચ્યા બાંધાની અને છેક કાચી ઉમરની હજારો છોકરીઓ વિષય સુખ ભોગવવા જતાં, તેમના માતપિતાની મુર્ખાઈ રૂપિ યજ્ઞ કુંડમાં બલિદાન હોમાય છે!

ઉપલી ગાંડાઈનો અટકાવ તેમના માવિતરોએ પોતેજ સમજી હવે કરવો જોઈએ છિયે તથા છોકરીના જન્મ સાથે તેને માટે સારૂં સાસરૂં ખોળી કાઢી લગન મહાલવા તરફ અરે દાદીનો લ્હાવો લેવા તમનું ચાલે તો ઘોડીયામાંથીજ તેના ધણીને સોંપવા સંબંધી જેટલી કાળજી રાખવામાં આવે છે તેથી દશ ઘણી ફીકર તેનું શરીર કસાય તે તરફ તેમજ રૂતુ પ્રાપ્ત થયા બાદ તેને સાસરે વળાવા સંબધી રાખવી ઘટે છે.

બિજી બાબત હવે છોકરિયોને અપાતી કેળવણી સંબંધી છે; જે ધોરણો અને જે પુસ્તકો કન્યાઓને કન્યાશાળામાં ભણાવવામાં આવેછે તેમાં કેટલોક ફેરફાર કરવાની જરૂરછે; કારણ જે ચોપડિયો છોકરાઓને ભણાવવામાં આવેછે તેજ ચોપડિયો છોકરિયોને ભણાવવામાં આવ્યાથી કન્યાઓને જ્ઞાન આપવાનો હેતુ મુદ્દલ પણ બર આવી શકતો નથી.

છોકરિયો માટે તો દુનિયાદારી સંબંધી નિતી ભરેલ ખાસ અલાયદી ચોપડિયો થવાની જરૂર છે; જેટલું લક્ષ કન્યાઓના ભરત કામ તરફ આપવામાં આવે છે તેથી દશ ગણું લક્ષ તેઓના સર્વોપયોગી બિજા પ્રકારના અભ્યાસ તરફ આપવાનુંછે, જેમાં સ્ત્રિયોના નિતીધર્મ, પાક-

શાસ્ત્ર વિગરે વિષયો મૂખ્ય હોવાં જોઇયે; તેમાં વૈધક જ્ઞાન" તો શ્રેષ્ઠ સમજવાનુંછે; કારણ રાંધવા વિગેરેનું કામ ઢિયાતાં કરતાં દેખા દેખીથી પણ આવડે છે પરન્તુ વૈધક જ્ઞાન તો સાતે ચોપડિયો ભણી ગયા છતાં આવડતુંજ નથી જેથી એ છોકરિયો જ્યારે પૂર્ન સ્ત્રી થાય છે ત્યારે કેળવણી પામ્યા છતાં નજર બાંધવી દોરા ચીઠ્ઠી કરવી, તેમજ કામણ ટુમણ તથા મંત્ર જંત્ર કરાવતા તરફ તેની આસ્થા એમને એમજ રહેવાથી જતીઓને ત્યાં આથડી કુકર્મ કરે છે જેના અટકાવાર્થે સ્ત્રિ શિક્ષક રાખી સ્ત્રીને થતાં સાધારણ દર્દ, નાનાં બાળકને થતા રોગ તે પારખવાના ઉપાય તેમજ તે દૂર કરવાના ઇલાજ વિગેરે ધોરણ વાર તેમને શિખવવું જોઇએ

ઉપલી સૂચનાઓમાંથી પેહેલી કન્યાઓમાં માતપિતા લક્ષમાં લે તથા બિજી કેળવણી ખાતાના સત્તાધિશો અમલમાં આણે તો બિજાં બાર વર્ષમાં આ દેશની કેવી સુંદર અવસ્થા થાય તેનું માપ હાલ કાઢી શકાતું નથી!

કન્યાઓનો વિષય પૂરો કરી હવે હાલના તરૂણિયાઓ તરફ જરા વિચાર કરિયે; તથા જે વૃક્ષ નઠારૂ તેનાં ફળ પણ નઠારાં હોવાં જોઇએ એ વિશે ખાત્રી કરિયે. આપણા પુર્વજ જેવા આપણે નથી અને "આપણા જેવી આપણી પ્રજા નથી" એ વાક્યો અનુભવી પુરૂષોને વારંવાર બોલતા આપણે સાંભળિએ છિએ; એ વિશે ક્વચિત કોઇને શક પડતો હોય તો કોઇ સદગ્રહસ્થ —નાગર, ક્ષત્રી, પારસી અગર કોઇ પણ શેહેરમાં વસ્તી ઊંચી જાત—ના કુટુંબમાં જઇ તે કુટુંબમાં મનાતો ખુબ સુરત છોકરો લઇ તેની પરિક્ષા કરવા માંડવી તો મનાતી ખુબ સુરતીમાં પણ કેટલી બધી ખામિયો હોય છે તેનું તરત જ્ઞાન થશે; તેમાં લઘુ-દ્રષ્ટી—Short sighted-

ness.-અગર જેને આપણે સટાઈ કિંવા ચુંચળાપણું કહિએ છઇયે તેની તો સિમા પણ નહિ રહે! આપણાં પૂર્વજોને ખેતાળી સ વર્ષે ખેતાળાં આવતાં હતાં પણ આતો બારે (અરે કેટલેક સ્થળે તો પાંચ સાત વર્ષ ગાંથીજ) ખેતાળાં આવવાં લાગ્યાંછે; વળી જે વાળ બાવન વર્ષની ઉમરે બદલાતા હતા તે હાલ બાર વર્ષમાંથી બદલાવા માંડયા છે! તેમાં બાળ લગ્ન સાથે બાટલી (દારૂ) નું શોખન જારી રહેશે તો બિજાં બાર વર્ષમાં દમ વિનાની આંધળી પ્રજા જન્મવાની એમાં પણ શક નથી! કારણ આંખ અને વાળને નિકટનો સમ્બન્ધ છે.

આંખથી ઉતરી તેમના મોં તરફ જરા હવે નજર કરિયે; દાઢ તથા હર્ષના રોગથી બરાડા પાડી ડાકતર અગર વૈદ્યનું માથું ફોડાવનાર પ્રજાની પણ ક્યાં ખોટ છે? તથા આંખને મોં સર્વે બાદ કરતાં ગર્ભિણી હરિણી જેવા તેમના રાંટા ટાંટિયા જોઈ આપણી આ નબળી આર્ય પ્રજા માટે અપશોચ કરવાનાં કારણ પણ કયાં ઓછાં છે?

જાણે ઈશ્વરીજ કોપ થયો હોય, જાણે વિધ્યાત્રીજ પ્રતિકુળ હોય, જાણે આ દેશ આવી પરતંત્ર સ્થિતિમાંજ રહેવા નિર્માણ થયું હોય અને જાણે આપણી નવી પ્રજાનો નાશજ થવા બેઠા હોય તેવાં માની લેવાનાં કારણો પણ કયાં થોડાં છે?

બાર ગાઉ છેટે ચોરાશી સાંભળી તેટલું ચાલી નાંખી ઓછામાં ઓછા આઠ દશ લાડુનો તડાકો મારી અર્ધ રાત્રિ સુધીમાં પણ ઘેર પહોચનાર ભૂદેવો વિશે જ્યારે આપણાં વૃદ્ધો વાત કરે છે ત્યારે આપણને કેટલું આશ્ચર્ય લાગે છે?! અને આપણા કરતાં એક બે દશ કે આપણાથી મોટા ભાઈઓમાં વિશેશ સામર્થ જોઈ આપણે વગર ઇચ્છાએ તે કેવું કબૂલ કરવું પડે છે?! તેમજ ગામને આં

પે ન્યાતિ ભોજન હોય તોપણ તેઠવુંજ ચાલતાં આપણને ઉપજતા ત્રાસ આપણી કેટલી નબળાઇ દર્શાવે છે!

એમ થવાનાં મુખ્ય બે કારણો છે; એક તો આગળ જણાવ્યા પ્રમાણે માત પિતા તરફથી ઉતરેલ નબળાઇ તથા બીજું તેમના કાચી ઉમરમાંથી પડતા વિદ્યાનો અસહ્ય ભાર! અને નબળાઇ તથા ભારનો સમાગમ થતાં કેશનો અરત!

તનની સાથે મનની સ્થિતિ પણ કેટલી બધી નબળી થતી જાય છે! સેજ સેજમાં ચિતભ્રમ થઇ જવાનું, આંઝવા (આંખે અંધારાં આવે છે તે) આવ્યાનું, કાંકરો પડતાં પાહાડ પડ્યો સમજી ભડકી ઉઠ્યાનું, રોજ રોજ નઠારાં સ્વપ્નાં આવ્યાનું વિગેરે આપણાથી શું અજાણ્યું છે? એવી તનની અને મનની બન્ને હાલત બગડવા છતાં આ દેશ સંબંધી સવિસ્તર જ્ઞાન નહિ મળતાં બીજાં નકામાં ગ્રહણાં ગોખાવ્યાથી કેટલો અનર્થ થાય છે? પેશા બંધી બબ્બા કહેવાયા છતાં પેશાનું શાક લેવા જતાં કેટલી હાંસી થાય છે તથા તેને માટે કેટલું સાંસવું પડે છે?

રૂપિયાનું સવાશેર અને દોઢ અધોળ તો અડી રૂપિયા ભારનું શું! આ સ્વાલ મેટ્રીક્યુલેશનની પરિક્ષામાં પાસ થએલ અગર પંડિતમાં ખપતા કોઈ પુરૂષને પુછીશું તો તેજ ક્ષણે તે સિસાપેન અને કાગળ માગશે અગર એ સવાશેર અને દોઢ અધોળના તોલા કરી માથું ખંજવાળી રહોર વારે ખરો જોટો જવાબ આપશે! અને એજ સ્વાલ કાછિયાની શાકની ગાંસડી ઉપાડનાર મજુરને અગર કોઇની સ્ત્રીને પુછીશું તો વગર સિસાપેન માગે અને વગર વિલંબ તતક્ષણ મન માન્યો કેવો ઉત્તર આપશે!

યૂરોપ માંહલા ન્યુકાસલ શેહેરમાં કોલસાની ખાણો હોવા સંબંધી તથા તેના બ્હોળા વ્હેપાર વિશે ઇંગ્રેજી ભ-

ણેલ તમામ ગૃહસ્થોને ખબર હોય છે પરન્તુ આપણાજ દેશમાં સોનાની ખાણો કયાં કયાં છે તથા કેટલે શ્રમે તે પ્રાપ્ત થઈ શકે એમ છે તે વિશેની ઘણાકને માહિતી પણ હોતી નથી! ટેમ્સ, એમેઝોન, મિસીસિપી, અને નાઈલ નદી ઉપરનાં નાંનાં ગામડાં વિશે પુછીશું તો તરત તેઓ બરાબર ઉત્તર આપશે, પરન્તુ માહલપુર કી નદીને કાંઠે છે, અમદાવાદને શિશિ જરૂરની ચિજો તે પુરી પાડે છે, અરે અમદાવાદથી મુંબાઈ જતાં વચમાં કિયાં કિયાં સ્ટેશનો આવે છે, તથા તે સ્ટેશનોની શું વિશેષતા—Peculiarity છે તે વિશે પ્રશ્ન કરીશું તો ઉત્તર ક્વચિત મળશેજ નહી! થેમીસ્ટોક્લિસ, અને એરિસ્ટાઈડિસ કોણ હતા, રોમ કી સાલમાં બંધાયું અને સિઝરનું શાથી મૃત્યું થયું તે વિશે સ્વાલ કરીશું તો તરત તેઓ મન ગમતો ઉત્તર આપશે, પરન્તુ વાલ્મિક અમર પાણિની કોણ હતા ચાંપાનેર અથવા બ્રહ્મપુર કી સાલમાં બંધાયું, તેના ઉપર કેટલા રાજાઓએ ચડાઈઓ કરી તથા આખરે હાલના રાજ્ય કર્તાઓના હાથમાં તે કિ રિતે ગયું વિગેરે પુછીશું તો ઉત્તર આંબળા જેવડોજ! અંકગણિત, ભૂમિતી, અને બીજગણિતનાં સમીકરણો પાઠ કરનાર પ્રજાને અડધે પૈશાના શેરને ભાવે માત્ર અધા પૈશાનું શાક લાવતાં જ્યારે મોટો વિચાર થઈ પડે, લેવા જનાર માસ્તરની પરિક્ષા કરવા કાછિયો પણ જાણી જોઈને ઓછું આપે અને ભણ્યા કહેવાયા છતાં છેતરાઈ આવી ભણવા તરફ માબાપે ખર્ચેલ પૈશા ઉપર એ પ્રમાણે પાણી ફરે, ત્યારે એ ભૂમિતી અને એ બિજગણિત વિગેરે શા કામનાં?

ઉપલી બાબતમાં એટલુંજ કહેવાની જરૂર છે કે જે પ્રમાણે કન્યાઓને ભણાવા સંબંધી ધોરણોમાં ફેરફાર કરવાની જેમ જરૂર છે તેમ છોકરાઓના અભ્યાસનો અસલ

આજે કાંઈપણ ઓછો થાય એમ થવુંજ જોઈએ; કારણ કે લીફોરનિયામાં સોનાની ખાણો હોવા સંબંધીનું જ્ઞાન જે- ટલે દરજ્જે આપણને ઉપયોગી નથી તેથી હજાર દરજ્જે હિંદુસ્તાન માંહલા ત્રિવેનડ્રમ નામના શેહેરમાં સોનાની ખાણો હોવા સંબંધીનું (જ્ઞાન) ઉપયોગી છે.

દેશની ચડતી અગર દેશની પડતી ઘણું કરી રાજ્ય કર્તા ઉપર આધાર રાખે છે; રાજ્ય કર્તા દેશ ડૂબાડવો ધારે તો કાંઈ મુશ્કેલ નથી, તેમજ તેની ચડતી કરવા ધારે તો કાંઈ દુર્લભ નથી.

પુનઃલગ્ન કરવા બધાએ બૂમો પાડે છે, નવ દશ વર્ષની નાહાન છોકરિયો રાંડતી જોઈ તેઓ દયા આણે છે, સમય પ્રમાણે વર્તી હવે પુનઃલગ્ન થાય તો સારૂં એ મ મોટા મોટા ધર્માંધ પુરૂષો, શાસ્ત્રિયો, અને રાંડનાર સ્ત્રી નાં માબાપ તથા નિકટનાં સંબંધિયો હવે કહેવા લાગ્યાં છે પણ કરતું કોઈએ નથી! છતાં કરે છે તો, તે જોડું નો- ધારૂં થઈ જતાં થઈ જતાં દુઃખી થઈ વૃદ્ધિ પામતું નથી જેથી પુનઃલગ્ન કરનાર તથા કરાવનારને લજવાઈ છેવટે આઘા રહેવું પડે છે!

જ્યારે ઢેડના છોકરાંને હિંદુઓની સાથે કેળવણી લેવાના ઠરાવ થાય છે ત્યારે પુનઃલગ્નાદિક સૂધારા કરી મેદાનમાં પડેલ જોડાને તેની યોગ્યતાના પ્રમાણમાં કોઈ પણ રિતે આશ્રય શા માટે મળતો નથી? પુનઃલગ્ન કરી જોખમી પગ ભરનારને ગમે તે ધંધે વળગાડવા રા- જ્ય કર્તાજ જો માથે લેતો જે જોડાં જ્ઞાતોથી વિખૂટાં પડી જતાં અન્નપાણી માટે વટવટે છે, મરવાની છેવટની પળ સુધીમાં પણ તેમના સ્વાહિન સંબંધિયોને જે તેમનો તમાશો જોયાં કરવાની તક મળે છે તે ન થતાં ઘણાં યૂવાન તથા યૂવતિયો આગળ પડે જેથી ભાગ્યહિન ઘણી વિધવાઓ

સુધરતા થાય, રાજ્ય કર્તાને આશિરવાદ દે, પ્રજામાં વધારો થાય અને દેશ આબાદીમાં આવે! પણ તે સધળું ક્યાં છે?

અરે ધર્મ તથા રાજ્યના અખાડા થતાં દારૂ પિવાની પણ કેટલી બધી છુટ થઈ ગઈ છે જે ધર્મનો ઉપદેશ કરનારા, જ્ઞાતિના મોટા પટેલમાં ખપાવનારા, પવિત્ર બના જ્ઞાતિની જે રસોઈ કરનારા, તારા સ્નાન કરી સૂપડનાં મોટાં મોટા ટિલાં તાણી અગર ભિંટ ભડકે એવો કેસર-નો ચાંલ્લો કરી દિવશમાં દશ વાર દર્શન માટે દોડનારા,‡ ડાહ્યા ડગલા થઈ એક ચિત્ત ધરી સમાજમા બેસનારા, તથા મસિદમાં જઈ કલાકના કલાક સૂધી બાંગ મુકનારા તેજ દારૂ પિનારા! અહા! કુવો વિપ્રીતકાળ! જ્યારે પોતેજ નઠારો હોય ત્યારે બિજાને ઉપદેશ ક્યાંથી કરે? અને ઉપદેશ કરે તો તેની અસર ક્યાંથી થાય! અને અસર ન થાય તો દેશનો ઉદ્ધાર ક્યાંથી થરાય? એ પ્રમાણે મોટા અને છોટા સર્વે દારૂ પિવાની લતમાં જ્યારે પડી ચુકયા છે, મોટા મોટા ધર્માંધ પુરૂષોના ઓરડામાં પણ હાલ બા ટલીએ જઈ વાસો કર્યો છે, ગર્ભશ્રિમંતની સ્ત્રિયો પણ સિસા ખાલી કરવાના જ્યારે સપત લઈ બેઠી છે, ઊંચ અને નિચ સર્વે જ્યારે એકાકાર થઈ ગયું છે, અને જ્યારે લાકડાં ફાડનાર ટેડિયાને પણ આપણને મ્હેણાં મારવાનો અને આપણે તે ખાવાનો પ્રસંગ આવી ચુકે છે, ત્યારે દરેક જ્ઞાતિનો મુખ્ય, ગૃહસ્થ આપણા પૈસાની અને આપણા શરીરની ખાતર આગળ આવી તેનો અટકાવ કરી શકે એ આશા કેવી ફોકટ છે!

‡તમામ દેવ દર્શન કરનારા, તમામ બાંગ મુકનારા, અગર તમામ સમાજીતો નઠારા છે એમ કર્તાનું માનવું નથી; માત્ર જે નઠારાછે તેમનેજ નઠારા કહેવાનો અહીં હેતુ છે. રચનાર.

દુધથી ભરેલ આંચળ જોઈ દુધ દેનાર પ્રાણીનું તમામ શરિર દુધનુંજ ભરેલું હોય છે એમ ધારનારાઓએ આ ભાન વગરેના બ્યસની દેશ ઉપર હવે કાંઈક વિચાર કરવો ઘટે છે; કારણ તે પ્રાણી દુધનુંજ ભરેલું છે એમ સમજી ખરેખાત તેઓ પ્રયોગ કરવા જશે તો સોનાનું ઈંડુ આપનાર કુકડી જેવી કહાણી થશે! અર્થાત આ દેશ એટલો તો નિર્ધન થઈ જશે કે તે માટે તેજ દારૂ બનાવનાર પર દેશી ઊહાપોહ કરવામાં વિમાસવું પડશે! તથા મુડદાની આશપાશ વિંટળાઈ બેઠેલ કાગ, સગળી અને ગિધને તે માંહલું માંસ જતું રહેતાં આખરે જેમ નિરાશ થઈ ઉડી જવું પડે છે તેમ તેગને કરવું પડશે (!) જેમ કરવું ન પડે, અને આ દેશ પ્રતિ બીજી રિતે તેમનો સંબંધ સદૈવ રહે એવા ઉપાય અત્યારથીજ તેમણે સમજીને યોજવા જોઇએ છિયે.

આ દેશ વિશે અજમાશ કાઢી અનુભવી પુરૂષો એમ કહે છે કે હવે આ બ્રુગીનો ઉદય થવાનાં ચિન્હ હવે ક્ષીતિગાંજ છે; પણ હું તો કહું છું કે એ સઘળું ખોટું છે; તેમના માનની ખાતર એ વાત કદાપી કબુલ કરિયે તો તે ક્ષીતિ દુર્દશાનાં આટળક કિરણોથી અત્યંત ઘેરાએલી છે જેમાંથી મુક્ત કરવા આપણે હજુ અથાગ શ્રમ કરવાનો છે એમ તેની સાથે કહ્યા વિના પણ ચાલતું નથી! તરૂણોમાં ક્વચિત સ્વદેશાભિમાનનો જૂસ્સો વધ્યો હશે, વિશેશ જ્ઞાન સમ્પાદન કરી પરદેશિયો માફક થવા કદાચ તેઓ જાગ્રત થયા હશે, તેમના પૂર્વજોની કરણી સાચવવા કદાપી તેઓએ મનપર લીધુ હશે, ભાંખોડિયે રિખતાં બાળકની માફક ઉદય માતા તરફ વખત છે ને તેમણે દ્રષ્ટી માંડી હશે તાપણ ન કરવાનાં કામમાં તેમનો જૂસ્સો કોઈ પણ રિતે પાછળ નથી!

આ અતિ પ્રાણઘાતક બ્યસનનો, આ વિનાશકારી રૂઢિયો, અને હાનીકારક અરે ત્રાસ દાયક જ્ઞાતિના અસંખ્ય ભાગો, મોટા મોટા કુટુંબમાં થતા કલેશ કંકાશ તથા કુસંપો, સાંસારિક બાબતમાં ચાલતા અકથ કુધારા તથા અંધાધુંનીનો હવે અંત આવી આપણી આ આર્ય પ્રજામાં શૌર્ય, સંપ, સુખ, અને શાન્તિ થાઓ! તથાસ્તુ!!

(શ્રોતાઓ તરફથી તાળિયો પડે છે).

વિદૂષક.—(આગળ આવીને) હવે વળી બંદાનો વારો આવ્યો માટે—

### માલિની વૃત.

ગરમ ગરદ[1] માની, નાટકે જે રચેલો,
તતપર ઝટ થાઓ, સ્નેહિ શત્રૂ[2] ન મેલો;
સુજન પલકને તો, તુચ્છ કારિ ન ઠેલો,
ચગહિ અધમ ચાલો, સ્નેહિ સુસંપ ઝેલો! ૧
અકિણ પજિત ટેવો, ચાલ જે છે છકેલો,
પુનરલગન પાડો, જ્ઞાતિયો માંહ ભેળો;
તરૂણ દુખ સહે છે, બાળ લગ્ને પડેલો,
તજી સરવ કુચાલો, સ્નેહિ સુસંપ ઝેલો! ૨
સટકિ અટકથી તો, દેશ જ્યાં જ્યાં વશેલો,
નજર કરિ વિરાઓ, લાવશો માલ સ્હેલો;
નફટ મગત નાંખો, સિંધુમાં જે હળેલો,
ભણતર ભણિ પ્રીતે, સ્નેહિ સુસંપ ઝેલો! ૩
સખત વખત જોઈ, જીવ શું થાય ઘેલો,
ધિરજ ફળ મળે છે, દ્રાક્ષનો જેમ વેલો;
ફરિ ફરિ પ્રભુ પાસે, માગવો શબ્દ સ્હેલો,

---

૧ ખરો મર્દ હશે તેજ આ પુસ્તક વાંચી દેશ પાયમાલ થતા બચાવવા આગળ પડશે. ૨ કુધારા રૂપી શત્રુ.

તન મન ધન "શાંતી", સ્નેહિ સુસંપ જેથી॥ ૪

**ઓતિ.**

ભૂંગળ ભલા ચલા[1], ચલાવનાં તો મહાપ મો બાજો!
લોઢું ભલા લડા, કદા રજ તુલ્ય સ્નેહિ ભાળો!! ૧

(વધારે જોરથી તાળિયો પડે છે બાદ તમામ નાટકકારો એકઠા થઈ એક સ્વરે ઇશ્વર ભજન કરવા માંડે છે).

**વસંતતિલકા વૃત.**

રે વિશ્વનાથ દિન નાથ વિભૂ વિધાતા,
રે જગત તાત પ્રિય માત પ્રભૂ પ્રખ્યાતા;
સીમા રહી ન દુખની નહિ એક આરો,
સાક્ષાત તાત ઉઠિને મમ ભ્રાત તારો! ૧
ક્યાં સૂધિ કાળ વરસાદ તણી ખુમારે,
ક્યાં સૂધિ રૈલ કરી છેલ રડાવશોરે;
ક્યાં સૂધિ લાહ મરકી ધકી માત ડારો,
સાક્ષાત તાત ઉઠિને મમ ભ્રાત તારો! ૨
પેદા કરો ભિમ અને ભડ ભોજ રાજા,
પેદા કરો અજીત વિક્રમ નિત્ય ઝાઝા;
પેદા કરો જગતમાં હરિશ્ચંદ્ર સારો,
સાક્ષાત તાત ઉઠિને મમ ભ્રાત તારો! ૩
રે નાથ જો સિશુ તજો ગતિ શી થશેરે,
બુરી સ્થિતી બહુ છતાં જીવ તો જશેરે;
રે રે દયાનિધિ દયા ઉર માંહિ ધારો,
સાક્ષાત તાત ઉઠિને મમ ભ્રાત તારો! ૪

---

૧ ખિર ચટ્ટા; શ્રાદ્ધમાં ખિર ધારી ખાય છે તે ઉપરથી.
૨ રાંડીરાંડનો રેંટિયો વેચાવીને પણ જમે એવા મૂર્ખ બ્રાહ્મણો.

ત્રાતા લિધેલ અવતાર દશેક પૂરા,
તોએ અમે રહિ ગયા મુરખા અધૂરા;
આખ્યાન સૂણિ ભગવાન ફરી પધારો,
સાક્ષાત તાત ઉઠિને ગમ ભ્રાત તારો! ૫

(પ્રાર્થના થઇ રહ્યા પછી કપૂરથી સળગાવેલ પૂર્ણા રતી ગ્રહિ સર્વ ગાય છે)—

—❧—

# આરતી.

જય દેવ જય દેવ, જય જય જય દેવા, કરૂં તમારી સેવા.
પ્રભુ મિઠા મેવા; જય દેવ૦ ૧
ભજવા ભૂધર પૂજ્ય, જેણે મત લિધા;
હરી મનોરથ સર્વે, તેં પૂરણ કીધા. જય દેવ૦ ૨
મહિસાસૂર સંહારિ, ટાળી સૌ ચિંતા;
રાવણને રગદોળી, મુકત કિધી સિતા. જય દેવ૦ ૩
હરિણાકશ્યપ દૈત, કિધા તેં પૂરા;
પ્રલ્હાદને ઉગાર્યો, હે સ્વામી શૂરા. જય દેવ૦ ૪
પુન્યશાળીને તાત, આશ્રય તુજ ભારે;
હરિશ્ચંદ્ર સત્યવાદી, તુજ વિન કો તારે! જય દેવ. ૫
પંચાળી પટકૂળ, પૂર્યાં હે ત્રાતા;
ભરી સભામાં માઝા, રાખી વિધાતા. જય દેવ. ૬
કલિયૂગથી એ તાત, ત્રાસ્યા મમ બંધુ;
સતિયૂગના તો સ્વપ્નાં, થઇ ગયાં હિંદુ; જય દેવ. ૭
આર્ય પ્રજામાં શૌર્ય, ડાપણ દઇ દેતાં;
ધા ભગવાન તું વ્હારે, મુકય નહિ અમ વ્હેતાં; જય દેવ.૮

(વાજા જોરથી તાળિયો પડતાં નાટક સમાપ્ત થયાનો પડદો પડે છે).

—❧—

# ગ્રંથકાર વિશે.

## કવિત મનોહર છંદ.

(સદુપદેશ)

"ભગવાન" ભજતા જે, "લાલ" કહિં લોક કહે,
"બાપા", "લાલ" કે'વા દોને, એમાં તે શિં ચિંતા છે!
કોઇ કહે "સૈયદ"ને[1], કોઇ કહે વૈધરાજ,
કોઇ કહે ડાકતર જો, પૃથ્વિનો તે પિતા છે![2]
(જે) રાતે બને રખવાળ, પ્રભાતે કરે સંભાળ;
સાચવવા દ્વારપાળ, મુક્યો જો સવિતા[3] છે,
એ ગુણીના ગુણ ગાવા, ગુંથ્યો છે આ ગ્રન્થ વિર,
કોડે કરી માનશો તો, ગુણનીધિ ગિતા છે! ૧

૧ ગ્રંથકારની ચોથી પેઢિના સુંદરલાલ નામના ગૃહસ્થને મુસલમાન બાદશાહ તરફથી એ કિતાબ મળ્યો હતો એમ ગ્રંથકારના (મારા) વંશજોનું માનવું છે; વૈધરાજ.
૨ પરમેશ્વર. ૩ સૂર્ય.

## દ્રમિલાછંદ.×

(સિંહાવલોકન)

કરશો હરિભાઈ ધુલ્હેર[1] બારે, હરિભાઈ ધુલ્હેર જુઓ દરિયા,
દરિ આદગિ બોર વિચાર કરો, હરિભાઈ ધુલ્હેર ગયા ડરિયા;
ડરિ આદમિ ચાલિ સુનીતિ ધરે, ન પનોતિ મળે જગમાં જરિઆ;
જરિયાંન ભલે ઢગ હોય અતી, સુખિછે રહિમે પરિયા તરિયા. ૧

સમાપ્ત.



×ઉપલો છંદ બનુબ્ધપ્રબંધ છે પરન્તુ આ પુસ્તકના નાનાં કદને લિધે તેની આકૃતિ અહીં આપવામાં આવી નથી.
૧ વર્ણસંકરનું બિજું નામ હરિભાઈ ધુલ્હેર હતું.

# શૂદ્ધિપત્ર.

## સૂચના.

મૂદ્રાયંત્ર. અને હું પોતે દૂર પડી જવાથી પ્રુફશિટમાં કેટલોક મોટી ચુક રહી ગઈ છે, જેનું યથાયોગ્ય શુદ્ધિપત્ર કરવા ધારૂં તો કુવચિત આ પુસ્તક કરતાં તેનુંજ વજન વધી પડે (!) જેથી તેમ ન કરતાં જે સ્થળે અર્થાનર્થ થયું ગએલ નજરે પડેલો તેનુંજ શુદ્ધિપત્ર કરવું દૂરસ્ત ધાર્યું છે.

| પૃષ્ઠ | ઓળ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬ | ૧૪ | મિષ્ટાનતુર | મિષ્ટાનાતુર |
| ૨૭ | ૯ | નગૃશેઠ | નગરશેઠ |
| ૩૦ | ૮ | બાવી | બાળી |
| ૩૫ | ૧૬ | રાગ ખિરાના પદનો | રાગ પદનો |
| ૩૬ | ૯ | દારૂ | પારૂ |
| ૩૮ | ૧૨ | કસી | કેસી |
| ૪૭ | ૧૬ | આદી | સાદી |
| ૫૯ | ૨૦ | drowned | foundered |
| ૭૦ | ૧૨ | આધક | અધિક |
| ૭૪ | ૫ | ન | ના |
| ,, | ૧૫ | પાદપ | પાદપ |
| ૭૬ | ૩૦ | સાધી | સૂધી |
| ૮૩ | ૧૩ | કુદતો | કુદંતો |
| ૯૦ | ૧૩ | બાડુવા | બાડુઆ |
| ,, | ૧૪ | ગાડુવા | ગાડુઆ |
| ૯૫ | ૨૧ | પત્ર | પૂત્ર |
| ૧૦૯ | ૧૧ | ભાવભાવ | ભાગ્યોભાગ્યો |

| પૃષ્ઠ | ઓળ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧૩ | ૧૮ | સાણી | સૂણી |
| ૧૧૮ | ૨૫ | કૂછ | કુચ |
| ૧૨૧ | ૧૭ | પુરૂષદ્વેવિણી | પુરૂષદ્વેષિણી |
| ૧૩૯ | ૨૨ | ચંદ્રભાનુ | ચંદ્રપ્રભા |
| ૧૪૩ | ૨૧ | શાલનીવૃત | શાબિનીવૃત |
| ૧૪૬ | ૮ | સારગ | સારંગ |
| ૧૪૭ | ૪ | વળી | ગળી |
| ૧૪૯ | ૪ | ચેડી | ચોડી |
| ,, | ૬ | કરીનેને | કરીને |
| ,, | ૧૨ | કવાય છે | કહેવાય છે |
| ,, | ૧૩ | આણંદ | આનંદ |
| ૧૫૬ | ૧૧ | પ્રદેશિયો | પરદેશિયો |
| ૧૫૯ | ૨૩ | દસગુણ | સદ્ગુણ |
| ૧૭૦ | ૧૫ | વ્હાલી | મ્હાલી |
| ૨૦૪ | ૧૮ | થઈ જતાં થઈ જતાં | થઈ જતાં |

## ભગવાનલાલ કૃત પુસ્તકો.

૧ મદ્યપાન દુઃખદર્શક ચંદ્રમુખી નાટક (બ. ૨.)..નથી.
૨ મિત્ર વિયોગ.... ... ... .. ... ..નથી.
૩ રેલનો રોજ.. ... ... ... ... ...નથી.
૪ આર્યપ્રજા અથવા વર્ણસંકર.. ... રૂ૧—૪—૦
૫ સારસ્વતિ સ્વયંવર (નાટક રૂ૫) ... ...હવે પછી
૬ દુઃખી સંસાર (વાર્તા રૂ૫)... .... ......હવે પછી

ઉપર દર્શાવ્યા શિવાય કાયદા, આંકની ચોપડિયો તથા ફુરસદને વખતે વાંચવા જેવાં બિજાં ગદ્ય પદ્ય રચિત પુસ્તકો અમદાવાદ, જમાલપરમાં ટોકરશાહની પોળ મધ્યે બુકસેલર લલ્લુભાઇ અમુલખદાસને ઘેરથી તેમજ માણેક ચોકમાં તેમની દુકાનેથી મળશે; જેમાં સામટાં લેનારને સસ્તે ભાવે આપવામાં આવશે.

આર્યપ્રજા અથવા વર્ણસંકર નાટક અમદાવાદમાં ઉપર જણાવેલે ઠેકાણે, વડોદરામાં ગ્રંથકાર અગર નેટીવ આસિસ્ટંટ રેસિડન્ટ રાવબ્હાદુર લાલજીભાઇ પુરૂષોત્તમરાય પાસેથી, મુંબાઇમાં કાલબાદેવી રોડ ઉપર મમ્માદેવી નજીક શેઠ કાળીદાસ સવચંદ પાસેથી, તથા કેટલેક બિજે સ્થળે તપાસ કરવાથી મળશે,

**ભ ગ વા ન લા લ.**